"જ્ઞાનવર્ધક પુસ્તકમાળા," પુ. ૩૪ મું.

કવિવર

રવીન્દ્રનાથ ઠાકુર

વિરચિત

# મુક્તધારા

[ એક નવીન નાટક ]

અનુવાદક

ન્હાનાલાલ નાથાભાઈ શાહ, બી. એ.

અમદાવાદ.

પ્રકાશક

જીવનલાલ અમરશી મહેતા,

સંપાદક—"જ્ઞાનવર્ધક પુસ્તકમાળા";–અમદાવાદ.

કિંમત આઠ આના.

# પ્રસ્તાવના

કવીન્દ્ર રવીન્દ્રનાથ ઠાકુર સાહિત્ય-નભોમંડળના રવિ છે, એ કહેવાપણું હવે રહેતું નથી. પ્રથમ પંક્તિના એક કવિ તરીકે, તથા પ્રાચ્ય સંસ્કૃતિના એક પ્રતિનિધિ તરીકે તેમની પ્રખ્યાતિ ક્યારની યે પૃથ્વીના પટ પર પ્રસરી ગઈ છે. સ્વાતંત્ર્ય, તપશ્ચર્યા, પ્રેમ-ભક્તિ આદિની તેમની ભાવનાઓનો પરિચય તેમના ગ્રંથો તથા ઉદાત્ત વ્યક્તિત્વ દ્વારા થોડે ઘણે અંશે પૂર્વ-પશ્ચિમ ઉભયને થયો હશે જ. તેમના કેટલાક પ્રાસંગિક ગ્રંથો ગુર્જર પ્રજા સમક્ષ અનુવાદ રૂપમાં ઉપસ્થિત થયેલા જ છે. તેથી હવે તેમનો વિશેષ પરિચય કરાવવો એ સૂર્યને ઓળખાવવા જેવું છે. તેઓ એક પ્રાચ્ય દ્રષ્ટા તથા મહાન્ વિચારક છે એટલું જ ધ્યાનમાં રાખવું બસ છે.

તેમનું આ નવીન નાનકડું નાટક ગુર્જર વાચકવર્ગ સમક્ષ રજુ કરતાં ક્ષમા માગવાની જરૂર રહેતી નથી, કારણ કે એ સમયોચિત છે. એમાં અસહકાર યુદ્ધની કેટલીયે બારીક બાબતો ઉપર કવિશ્રીના વિચારો અન્યાન્ય પાત્રોના—ખાસ કરીને ધનંજય અને યુવરાજ અભિજિતના—મુખમાં મૂકેલા જોવામાં આવે છે. નાટકનું નામ જ **મુક્તધારા** સાંકેતિક લાગે છે. એ વિષયમાં સ્વયં કવિશ્રીના જ શબ્દો નીચે ટાંકીશું:—

"The name Free Current (Mukta-Dhârâ) is sure to give rise in the readers' minds to the suspicion that it has a symbolic meaning; that it represents all that the word 'freedom' signifies in human life. This interpretation will still more be obvious when it is seen that

the machine referred to in the play has stopped the flow of its water.

While acknowledging that there is no great harm in holding the view that this play has some symbelioal element in its construction, I must ask my readers to treat it as a concrete fact of psychology." (from 'Note by the Author').

—"*Modern Review*," *May '22.*

['મુક્તધારા' શબ્દ વાચકના મનમાં તેના સાંકેતિક અર્થ 'સ્વાતંત્ર્ય'ની શંકા ઉત્પન્ન કરશે, અને નાટકમાં જણાવેલું યંત્ર મુક્તધારાના સ્વતંત્ર પ્રવાહને અટકાવી રાખે છે, એ જોતાં તો એ સાંકેતિક અર્થ વિશેષ દૃઢ થશે એમ મને ખાત્રીપૂર્વક લાગે છે. આ નાટકની રચનામાં કાંઇક સંકેત રાખેલા છે એમ માનવામાં જો કે વિશેષ હાનિ નથી એમ હું કબૂલ કરૂં છું, તોપણ તે માનસશાસ્ત્રના એક સિદ્ધાંતના ઉદાહરણ રૂપ છે એમ ગણવા હું વાચકવર્ગને સૂચવું છું.]

આટલું જણાવી કવિશ્રીએ માનસશાસ્ત્રનો સિદ્ધાંત કેવી રીતે વ્યક્ત કર્યો છે તે દર્શાવવા નાટકના મુખ્યપાત્ર, નાયક, અભિજિત્-નું ઉદાહરણ આપ્યું છે. એ સંકેત ખાસ કરી ક્યાં ક્યાં વ્યક્ત કર્યો છે એ અહીં દર્શાવવું યોગ્ય નથી; તેમ એ સંકેતા એટલા ગર્ભિત પણ નથી. જે અસહકારની પ્રવૃત્તિનો તથા મહાત્મા ગાંધી-જીના વિચારોના થોડા ઘણો પરિચય ધરાવતા હશે તે એ બાબત સારી રીતે સમજી શકશે.

શ્રી રવીન્દ્રનાથનાં અન્ય નાટકોની માફક આ નાટક પણ એકાંકી, અગર તો નિરંકી છે. રંગભૂમિ ઉપર તે કેટલે અંશે સફળ થાય એ હજી જોવાનું છે. એમાં બબ્બે ચાર ચાર પાત્રો આગળ આવી સ્વતંત્રપણે સંવાદરૂપે પોતપોતાના ભિન્ન ભિન્ન વિચારો

વ્યક્ત કરી અદૃશ્ય થાય છે. અથઃ ઇતિ સુધી આખા નાટકનું કાર્ય એક દિવસમાં પૂર્ણ થાય છે. પાત્રચિત્રણ સમગ્ર અને આબેહૂબ છે. જનસ્વભાવનું બારીક જ્ઞાન તેમાં જણાયા વિના રહેશે નહિ. ઠેક ઠેકાણે હાસ્યરસ પણ આછી ધાડી છટાથી ઠીક જમાવેલો છે.

આટલું ચર્ચારૂપે જણાવી નાટકની વસ્તુ વિષે બર્લિન યુનિવર્સિટીના પ્રોફેસર ડૉ. હૅલમથ વૉન ગ્લૅસનૅપ્પ જે રવીન્દ્રનાથ ઠાકૂરના ગ્રંથોના અનુવાદક છે તેમણે આપેલા વિવેચન * ઉપરથી કેટલુંક નીચે લખું છું:—

'મુક્તધારા' નામે એક ઝરો આ નાટકમાં મુખ્ય ભાગ ભજવે છે, અને તેની આજુબાજુ નાટકની સમગ્ર વસ્તુ ગૂંથેલી છે.

ઉત્તરકૂટના રાજા રણજિતના દરબારના ઇજનેર વિભૂતિએ પચીસ વર્ષના સતત પ્રયાસ પછી મુક્તધારાના ઝરણાને એક મોટો બાંધ બાંધ્યો છે. તેથી શિવતરાઈના નીચાણના ભાગમાં તે ઝરાનું પાણી જતું અટકે છે. શિવતરાઈનો મુલક ઉત્તરકૂટના તાબામાં છે, પરંતુ ત્યાંના લોકો વારંવાર તોફાન કરી ઉત્તરકૂટ સામે બંડ ઉઠાવે છે. ઝરાનું પાણી અટકાવીને શિવતરાઈના લોકોને પાણીની તંગી પાડવાથી તેઓ નમ્ર બની પોતાના કબજામાં રહેશે એમ રાજા રણજિત્ મનમાં ધારે છે. આ બાંધ સંપૂર્ણ થયાનો સમારંભ મુક્તધારા પાસે આવેલા ભૈરવના મંદિરમાં તે જ દિવસે ઉજવવાનો છે. અહીંથી નાટકનો આરંભ થાય છે.

મંદિરની આજુબાજુ સાધુસંતો ભૈરવનાં ભજનો ગાતા ફરે છે. તે દરમ્યાન ભિન્ન ભિન્ન પાત્રો દેખા દે છે, અને વિભૂતિ તથા તેના કાર્ય વિષે પોતપોતાનો મત દર્શાવી અદૃશ્ય થાય છે; કેટલાક

* "Modern Review," July '22.

તેને મહાન્ બુદ્ધિશાળી પુરુષ ગણે છે, અને તેના યંત્રનાં વખાણ કરી ગીતો ગાય છે; બીજા કેટલાક તેને હલકો પાડવા પ્રયત્ન કરે છે, અને તે બાંધ બાંધવામાં કેટલાં માણસોની જીંદગી નષ્ટ થઇ, તેનો ઉલ્લેખ કરે છે. રાજકુળના કેટલાક માણસો આ બાંધ બાંધવાથી શિવતરાઇને થતી હાની વિષે રાજાને જણાવી તેનો નિષેધ કરે છે, પરંતુ તેમનું કાંઇ વળતું નથી. તે જ પ્રમાણે શિવતરાઇના કેટલાક નાગરિકોનું મંડળ, ધનંજય નામના એક વૈરાગીને આગળ કરી, આ બાબત ઉપર રાજાને મળે છે. પણ તેમનું યે કાંઈ ચાલતું નથી.

રાજાને ખરેખરો વિરોધ તો યુવરાજ અભિજિત્ તરફથી મળેલો છે. એક તાત્કાલિક રાજકીય પરિસ્થિતિ માટે શિવતરાઇના લોકોને આટલા બધા કનડવા એ એ ઉદારાત્માને રૂચતું નથી.

રાજાએ યુવરાજને શિવતરાઇનો હાકેમ નીમ્યો હતો. તેની હાકેમી દરમ્યાન તેણે શિવતરાઇની પ્રજાનું હિત સાધવા ઘણો પ્રયાસ કર્યો હતો. તેણે નન્દીસંકટનો રસ્તો ખુલ્લો કરાવી નાંખ્યો, જેથી શિવતરાઇનો વ્યવહાર બીજાં ગામો સાથે છૂટથી થઈ શકે. રાજાના પૂર્વજોએ ખાસ સ્વાર્થી ઉદ્દેશથી જ આ માર્ગ બંધ કરાવ્યો હતો. આ પ્રમાણે માર્ગ ખુલ્લો થવાથી સતત દુષ્કાળપીડિત શિવતરાઈની પ્રજાને ઘણું સુખ થવાનો સંભવ હતો, પરંતુ તેથી ઉત્તરકૂટની રાજ્યકર્ત્રી પ્રજાના સ્વાર્થને ઘણું નુકસાન આવે તેમ હતું.

યંત્રરાજ વિભૂતિનો બાંધ તોડી નાંખવામાં અભિજિતની કેવળ લોકપરાયણતા જ કારણભૂત ન હતી, એમાં એક બીજી બાબત પણ હતી. યુવરાજને ખબર પડી ગઇ હતી કે ' હું રાજાનો પુત્ર નથી,

પરંતુ મારા શરીર ઉપર સમ્રાટ્નાં ચિહ્ન જોઈ મુક્તધારાના ઘોધ આગળથી રાજાએ મને ઉપાડી લીધેલો છે, અને પોતાના પુત્ર તરીકે પાળી યુવરાજ બનાવેલો છે.' આથી યુવરાજ એ ઝરણાને પોતાની જનેતા ગણે છે, અને પોતાને એક દિવ્ય સંબંધથી સંકળાયેલો તેનો પુત્ર માને છે. મુક્તધારાનો પ્રવાહ એ પોતાના જીવનનું મૂળ છે એમ તે ધારે છે. તેથી મુક્તધારાના પ્રવાહનો આનંદ સૌને સરખી રીતે અપાવવો એ પોતાની પવિત્ર ફરજ છે એમ તે સમજે છે.

રાજાના હુકમથી યુવરાજને કેદ કરવામાં આવે છે. રાજા મનમાં એમ ધારે છે કે શિક્ષા કરવાથી તે સુધરશે. દરમ્યાનમાં ઉત્તરકૂટના કેટલાક લોકો ઉત્તેજિત થઈ ઉત્તરકૂટ વિરુદ્ધ શિવતરાઇનો પક્ષ લીધા માટે યુવરાજને શિક્ષા કરાવવા તત્પર થઇ જાય છે. એટલામાં કેટલાકની ઉશ્કેરણીથી આગ થાય છે. તે વખતે અભિજિત્ છૂટી શકે છે અને પોતાનું ઇષ્ટ કાર્ય પાર પાડવા માટે જાય છે. બાંધ આગળ જઇ તે ચૂપકીથી અંદર પેસે છે અને બે ત્રણ નબળી જગ્યાઓએ જોરથી આઘાત કરે છે. આથી પ્રવાહનું પાણી જોસબંધ વહેવા લાગી યંત્રનો નાશ કરે છે, અને સાથે અભિજિતને પણ ઘસડી જાય છે. આ પ્રમાણે મુક્તધારાની મુક્તિમાં યુવરાજ પોતાની મુક્તિ શોધી લે છે.

યુવરાજ અભિજિત્નું દુઃખાવસાન એ સમગ્ર નાટકનો સાંકેતિક અર્થ કહી શકાય. જો મનુષ્યો સ્વાર્થનો સાંકડો માર્ગ છોડી દે, પ્રજાના સ્વયં નેતાઓ ઐહિક સુખને લાત મારી આદર્શને જીવન અર્પણ કરતાં અચકાય નહિ, તો મનુષ્યજાતિની પ્રગતિ સંભવિત છે. એકદેશીય રાષ્ટ્રીય ભાવના (જે બીજાને હાનિ કરી ક્ષણિક રાજકીય લાભ મેળવવા પ્રયત્ન કરે છે), તથા સમગ્ર મનુષ્યજાતિની મિત્ર-

તાની ભાવના એ બે વર્ગોના યુદ્ધનું આવિષ્કરણ આ નાટકમાં જોવામાં આવે છે. દાખલા તરીકે; ઉપરછલ્લી દેશભક્તિનો નમૂનો એક શિક્ષક અને તેના વિદ્યાર્થીઓ પૂરો પાડે છે. શિક્ષકે રાજાના ગુણાનુવાદ વિદ્યાર્થીઓને ભણાવ્યા છે અને એ રીતે તે વધારે પગારની આશા રાખે છે. તેણે છોકરાઓના મગજમાં એવું ભૂત ભરવ્યું છે કે શિવતરાઈના લોકો નીચા છે, ખરાબ છે, કારણ કે તેમનો ધર્મ ખરાબ છે, તેમનાં નાક ઉંચાં અણીયાળાં નથી; સઘળા ઇતિહાસનો હેતુ ઉત્તરકૂટને માટે જગતનું સામ્રાજ્ય મેળવવાનો છે.

આથી વિરુદ્ધ, વૈરાગી ધનંજયનો વિચાર અતિ ઉદાર છે. તેનો ઉપદેશ લોકોને ગળે બરાબર ઉતર્યો નથી અને બહુ વિજયી નીવડ્યો નથી. પણ તે બતાવવા પ્રયત્ન કરી રહ્યો છે કે જ્યાં સુધી દુઃખનો અંત પોતાની મેળે ન આવે ત્યાં સુધી તેને સહન કરી લેવું જોઇએ: Retaliation or resistence of evil by evil only provokes fresh evil: ' દુષ્ટની સામે દુષ્ટ થવાથી દુષ્ટતાનો અંત આવતો નથી ' એ તેનો ખાસ સિદ્ધાંત છે.

આ અનુવાદ "પ્રવાસી" માસિકમાં છપાયેલા બંગાળી ઉપરથી કરવામાં આવ્યો છે. તે કેટલે અંશે સફળ થયો છે એ વિચારવાનું કામ વિદ્વાનોને સોંપી હું અત્રે જ વિરમું છું.

**ન્હાનાલાલ નાથાભાઈ શાહ.**

# મુક્તધારા

[ એક નવીન નાટક ]

[ દૃશ્યઃ ઉત્તરકૂટનો પહાડી પ્રદેશ. તેમાં ભૈરવના મંદિરે જવાનો માર્ગ. દૂર આકાશમાં એક અભ્રભેદી લોહયન્ત્રનું શિખર દેખાય છે, અને તેની સામી બાજુએ ભૈરવમંદિરના શિખરમાં ઉભું કરેલું ત્રિશૂળ દૃષ્ટિગોચર થાય છે. માર્ગની એક બાજુએ આમ્રકુંજમાં ઉત્તરકૂટના રાજા રણજિતનો તંબુ તાણેલો છે. આજ અમાવાસ્યાની રાત્રે ભૈરવના મંદિરમાં આરતિ છે. રાજા ત્યાં પગે ચાલીને જતાં માર્ગમાં પડાવ નાખી આરામ લેવા બેઠો છે. તેના દરબારનો યંત્ર-રાજ વિભૂતિ અનેક વર્ષના સતત પ્રયાસ પછી મુક્તધારાના ઝરણાને બંધ બાંધવા વિજયી નીવડયો છે. એ અસામાન્ય કાર્યને વધાવી લેવા માટે ઉત્તરકૂટના સમસ્ત લોક ભૈરવના મંદિરના આંગણામાં ઉત્સવ ઉજવવા ચાલી નીકળ્યા છે. ભૈરવના મંત્રની દીક્ષા પામેલા સંન્યાસી લોકો આખો દિવસ સ્તવગાન કરતા આમતેમ ફરે છે. તેમાંના કેટલાકના હાથમાં ધૂપદાનમાં ધૂપ બળે છે; કેટલાકના હાથમાં શંખ, કેટલાકના હાથમાં ઘંટા છે. ગાયનની વચ્ચે વચ્ચે ઘંટાઓનો તાલ આપવામાં આવે છે. ]

(ગાયન)

जय भैरव, जय शंकर,
जय जय जय प्रलयंकर,
शंकर शंकर !
जय संशय-भेदन,
जय बंधन-छेदन,
जय संकट-संहर,
शंकर शंकर !

[ સંન્યાસી લોકો ગાતા ગાતા ચાલે છે. ]

[ પૂજાની સામગ્રી લઇ એક વિદેશી પથિક પ્રવેશ કરે છે. ઉત્તરકૂટનો એક નાગરિક તેને મળે છે. ]

પથિક: આકાશમાં પેલું શું લટકે છે? દેખતાં જ ભય લાગે છે.

નાગરિક: શું તમે જાણતા નથી? પરદેશી જણાઓ છો. એ તો પેલું યંત્ર.

પથિક: યંત્ર! યંત્ર કેવું!

નાગરિક: અમારા યંત્રરાજ વિભૂતિ પચ્ચીસ વર્ષથી તેની પાછળ અથાગ શ્રમ કરી રહ્યા હતા. હાલમાં જ તેઓ સફળ થયા છે. આ શુભ પ્રસંગને લઇને આજ મહોત્સવ આરંભ્યો છે.

પથિક: એ યંત્રનું કાર્ય શું છે?

નાગરિક: તેનાથી મુક્તધારાના પ્રવાહને બાંધ્યો છે.

પથિક: બાપ રે! એતો લટકતાં નિર્માંસ જડબાંવાળી આસુરી ખોપરી જેવું જણાય છે! તે તમારા ઉત્તરકૂટની સામે

જાણે એક ભયંકર દૃષ્ટિપાત ફેંકી રહ્યું છે! રાત દિવસ એને જોતાંજોતાં તમારો જીવ સૂકાઈને લક્કડ બની જશે!

નાગરિકઃ **અમારો** જીવ તો મજબૂત છે; તેની ચિંતા **તમારે** કરવી નહિ.

પથિકઃ ઠીક. તોપણ તે સૂર્ય અને તારામંડળ આગળ આમ ખુલ્લી રાખવા જેવી ચીજ નથી. તેને ઢાંકી રાખવું એમાં જ શોભા છે. શું તમે જોઇ શકતા નથી કે તે રાતદિવસ જાણે સમસ્ત આકાશને રૂંધી રહ્યું છે?

નાગરિકઃ આજ ભૈરવની આરતિ જોવા જવું નથી?

પથિકઃ વાહ, તેટલા માટે તો હું આવ્યો જ છું. દરવર્ષે આ સમયે હું આવું છું, પરંતુ મંદિર આગળના આકાશમાં કોઈ વખતે પણ આવું રાક્ષસી આવરણ મેં જોયું નથી. મંદિરના શિખર સાથે સ્પર્ધા કરતું હોય એમ તેને ઉંચું રાખવું એ શું પાપ નથી? નૈવેદ્ય કરવા આવ્યો છું પણ મન અપ્રસન્ન થાય છે. [જાય છે.

[ એક સ્ત્રી પ્રવેશ કરે છે. તેણે માથાથી પગ સુધી સર્વાંગે ઓઢેલી એક સફેદ ચાદર નીચે ધૂળમાં લબડે છે. ]

સ્ત્રીઃ **સુમન**! મારા **સુમન**! ( નાગરિકના તરફ ) ભાઈ, મારો **સુમન** પાછો નહિ આવે? તમે બધાં પાછા આવ્યાં, પણ **સુમન** ક્યાં?

નાગરિકઃ તમે કોણ છો?

સ્ત્રીઃ જનાઇ ગામની હું અમ્બા. **સુમન** મારી આંખની કીકી, મારા પ્રાણનો પ્રાણ! મારો **સુમન**!

નાગરિક: અરે, તેને થયું શું?

અમ્બા: તેને ક્યાંક લઈ ગયા! હું મંદિરમાં ભૈરવની પૂજા માટે ગઈ'તી; પૂજા કરીને બહાર આવી જોઉં છું તો સુમનને કોઈ ઉપાડી ગયું છે.

નાગરિક: ત્યારે તો મુક્તધારાનો બાંધ બાંધવા માટે તેને લઈ જવામાં આવ્યો હશે.

અમ્બા: મારા સાંભળવામાં આવ્યું છે કે તેને આ જ રસ્તે લઇ ગયા છે, ગૌરીશિખરની પશ્ચિમે—ત્યાં સુધી મારી નજરે પહોંચી શકતી નથી. પેલી પારનો રસ્તો મને સૂઝતો નથી.

નાગરિક: રડે શું વળવાનું છે? ભૈરવના મંદિરમાં અમે બધા આરતિ જોવા જઇએ છીએ. આજ અમારો મોટો તહેવાર છે. તમે પણ ચાલો.

અમ્બા: ના ભાઈ; તે દિવસે ભૈરવની આરતિમાં હું ગઇ'તી. ત્યારથી પૂજા કરવા જતાં મને બીક લાગે છે. હું તમને જણાવું છું કે આપણી પૂજા ભૈરવ દેવને પહોંચતી જ નથી. વચમાંથી કોઈ તેને ગુમ કરી દે છે.

નાગરિક: કોણ ગુમ કરી દે છે?

અમ્બા: જે મારી છાતી આગળથી સુમનને ઉપાડી ગયો તે. તે કોણ છે તે હમણાં તો જાણતી નથી. સુમન, મારો સુમન, બેટા સુમન! [ જાય છે.

[ ઉત્તરકૂટના યુવરાજ અભિજિતે યંત્રરાજ વિભૂતિની પાસે પોતાનો દૂત મોકલ્યો છે. વિભૂતિ મંદિર તરફ જતો હોય છે ત્યારે દૂત તેને મળે છે. ]

દૂતઃ યંત્રરાજ વિભૂતિ, યુવરાજે મને આપની પાસે મોકલ્યો છે.

વિભૂતિઃ યુવરાજનો શો હુકમ છે?

દૂતઃ ઘણા લાંબા સમયથી તમે અમારા મુક્તધારાના ઝરણાને બંધ બાંધવા મથી રહ્યા છો. તે બંધ વારંવાર તૂટી ગયો; કેટલાંયે માણસો ધૂળને કાદવમાં ગૂંગળાઇને મરી ગયાં, તથા કેટલાંક જળના પ્રવાહમાં તણાઈ ગયાં. આખરે આજે—

વિભૂતિઃ તે બાંધ સંપૂર્ણ થયો છે. તેમના પ્રાણનું બલિદાન વ્યર્થ ગયું નથી.

દૂતઃ શિવતરાઇના લોકો હજુ સુધી આ વાતથી અજાણ્યા છે. જે પાણી પ્રભુએ તેમને નૈસર્ગિક રીતે આપ્યું છે તેને કોઇ પણ માણસ બાંધી લે એ તેઓ માની શકતા નથી.

વિભૂતિઃ પ્રભુએ તેમને કેવળ પાણી આપ્યું છે; પણ મને તેમણે તે પાણી બાંધવાની શક્તિ આપી છે.

દૂતઃ તેઓ નિશ્ચિન્ત બેઠા છે; એક અઠવાડીયામાં તેમનાં ખેતરો—

વિભૂતિઃ તેમનાં ખેતરોની વાત મને શા માટે કહો છો? તેમાં મને શું?

દૂતઃ તેમનાં ખેતરો સૂકાઈને મરી જાય એ તમારો બાંધ બાંધવાનો હેતુ ન હતો?

વિભૂતિઃ મારો ઉદ્દેશ પથ્થર, પાણી અને રેતીના ષડ્યંત્રનો ઉચ્છેદ કરવામાં મનુષ્યની બુદ્ધિને વિજય અપાવવો એ

હતો. કોઇક કમનસીબ ખેડુતના કોઇક કમનસીબ ખેતરને એથી શું થશે એ વિચારથી મારા મગજને તસ્દી આપવાનો મને સમય ન હતો.

દૂતઃ યુવરાજ પૂછાવે છે કે એ વિચારથી તમારા મગજને તસ્દી આપવાનો સમય હવે આવી પહોંચ્યો છે કે નહિ ?

**વિભૂતિઃ** ના, હાલમાં મારા મગજમાં પેલા યંત્રની ભવ્યતાનું ચિંતન ચાલ્યા કરે છે.

દૂતઃ શું ભૂખંમરાનું આક્રંદ એ ચિંતનમાં ભંગાણ પાડશે કે નહિ ?

**વિભૂતિઃ** ના. જલપ્રવાહનો વેગ મારા બાંધેલા બાંધને તોડી શકે તેમ નથી; ભૂખમરાનું આક્રંદ મારા યંત્રને હલાવે તેમ નથી.

દૂતઃ શું તમને અભિશાપનો ભય નથી ?

વિભૂતિઃ અભિશાપ ? જુઓ, જ્યારે ઉત્તરકૂટના સઘળા મજુરો ખપી ગયા, ત્યારે ચંડપત્તનના દરેક ઘરમાંથી અઢાર વર્ષની ઉપરના સઘળા જુવાન વર્ગને રાજાના ફરમાનથી બહાર કઢાવ્યા; તેમાંના ઘણાખરા તો પાછા ઘેર ગયા જ નથી. મારા યંત્રે કેટલીયે માતાઓના શાપરૂપી તોફાન ઉપર વિજય મેળવ્યો છે. જે દેવશક્તિ સામે ઝઝુમે છે, તે મનુષ્યની ગાળોથી બ્હી જતો હશે ?

દૂતઃ યુવરાજે કહેવડાવ્યું છે કે તમે સ્રષ્ટા તરીકેની કીર્તિ ક્યારનીયે સંપાદન કરી છે. હવે તે સૃષ્ટિનો ઉચ્છેદ કરીને

અધિક કીર્તિ પ્રાપ્ત કરવાનો સમય આવી પહોંચ્યો છે.

વિભૂતિ: જ્યાં સુધી કાર્ય અપૂર્ણ હતું ત્યાં સુધી તે મારું હતું. પણ હવે તે પૂર્ણ થવાથી સમગ્ર ઉત્તરકૂટનું છે. તેનો ઉચ્છેદ કરવાનો અધિકાર મને રહ્યો નથી.

દૂત: યુવરાજ કહે છે કે ઉચ્છેદ કરવાનો અધિકાર તેઓ પોતે ગ્રહણ કરશે.

વિભૂતિ: સ્વયં ઉત્તરકૂટના યુવરાજ આવા શબ્દો ઉચ્ચારે છે? શું તે આપણા નથી? શું તે શિવતરાઈના છે?

દૂત: તેમણે કહ્યું છે–'ઉત્તરકૂટમાં કેવળ યંત્રનું જ રાજ્ય નથી, ત્યાં તો દેવતાનું રાજ્ય છે એ વાત હું સિદ્ધ કરવા માગું છું.'

વિભૂતિ: આ યંત્રના પ્રભાવથી દેવતાનું સિંહાસન આપણે જ લેવાનું છે એ વાત સિદ્ધ કરવાનું મારે શિર છે. યુવરાજને કહેજો કે બાંધયંત્રનો એક પણ ખીલો ખસેડી શકાય એવો રસ્તો રાખ્યો નથી.

દૂત: ઉચ્છેદ કરવા તત્પર થયેલા દેવતાને બહોળા માર્ગની જરૂર રહેતી નથી. ઝીણામાં ઝીણાં છિદ્રો જે આપણી નજર બહાર જતાં રહે છે તે તેને માટે બસ છે.

વિભૂતિ: (ચમકીને) છિદ્રો? એ શું? છિદ્રો વિષે તમે શું જાણો છો?

દૂત: અમે શું જાણીએ? જેને જાણવાની દરકાર છે તે તે જાણે છે જ. [જાય છે.

[ ઉત્સવ કરવા મંદિર તરફ જતા ઉત્તરકૂટના નાગરિકો વિભૂતિને મળે છે. ]

પહેલો નાગરિક: વાહ યંત્રરાજ! તમે એક અજબ આદમી લાગો છો! તમે ક્યારે અમારી આગળ વધી ગયા તેની અમને ખબરે પડી નહિ.

બીજો: એ હમેશાં તેમની ટેવ જ છે. તે કેવી રીતે અંદર અંદર આગળ વધીને વિજય પ્રાપ્ત કરે છે તેની કોઇને ખબર પડતી નથી. આપણા ચબુયા ગામના એ બોડકા માથાના વિભૂતિના કાન આપણી માફક કુલેશ ગુરૂએ પણ આમળ્યા હતા; છતાં આપણા બધાથી આગળ વધી જઇને એણે આવાં અજબ કામ કર્યાં છે!

ત્રીજો: અરે ગણૂ, હાથમાં ટોપલી લઇને મ્હોં પહોળું કરી કેમ આભો બની ગયો છે? વિભૂતિને પહેલાં કોઈ દિવસ તેં જોયો જ નથી? લાવ, માળા કાઢ; તેને પહેરાવી દઇએ.

વિભૂતિ: ના ના, એમ કરવાની કાંઈ જરૂર નથી.

ત્રીજો: કેમ 'ના' કહો છો? જો તમારી ડોકની ઉંચાઇ તમારી મહત્તા પ્રમાણે વધતી જાય, તો તે ઉંટના જેટલી લાંબી થાય; અને ઉત્તરકૂટના સઘળા લોકો ભેગા મળીને તેના ઉપર માળાઓ સીંચી દે, તો ઠીક થાય.

બીજો: ભાઇ, આપણો ઢોલી હરીશ હજુ સુધી આવી પહોંચ્યો નહિ!

પહેલો: એ તો આળસુનો પાદશાહ છે! તેની પીઠનું નગારૂં બરોબર બજાવ્યું હોય તો—

ત્રીજો: જા, જા. એ આપણું કામ નહિ. બજાવવામાં આપણા કરતાં તેના હાથ વધારે મજબુત છે.

ચોથો: મને એવો વિચાર આવ્યો કે વિશાઇ સામન્ત પાસેથી એક રથ લઇ તેમાં વિભૂતિદાદાને આજ રથયાત્રા કરાવીએ. પણ આજ તો રાજા સુદ્ધાં પગે ચાલી મંદિરે જવાના છે !

પાંચમો: ઠીક થયું. સામન્તના રથની દશા હું શું કહું ? રસ્તે ચાલતાં ચાલતાં તે દશ-રથ બની જાય છે !

ત્રીજો: હા, હા, હા, હા ! દશ-રથ ! આ લંબૂશ એક એક બોલ ઠીક બોલે છે. દશ-રથ !

પાંચમો: નહિ, ઠીકજ કહું છું ! મારા છોકરાના લગનમાં એનો રથ હું લઇ ગયો'તો. જેટલો વખત એ રથમાં બેઠો તેના કરતાં વધારે વખત સુધી તેને ચાલવું પડ્યું !

ચોથો: એક કામ કરો. વિભૂતિને ખાંધે બેસાડી આપણે લઇ જઇએ.

વિભૂતિ: અરે શું કરો છો ! શું કરો છો ! એ બહુ કહેવાય.

પાંચમો: ના ના, જરાયે નહિ ! ઉત્તરકૂટના ખોળામાં તમારો જન્મ, પણ આજ તમે તેની ખાંધ પર ચઢવાના. તમારૂં મસ્તક સર્વથી આગળ વધી ગયું છે.

[ ખાંધ ઉપર લાકડી ગોઠવીને તે ઉપર વિભૂતિને બેસાડી લઈ જાય છે. ]

સર્વે:

જય યંત્રરાજ વિભૂતિનો જય થાઓ.

( ગાયન )

नमो यंत्र, नमो यंत्र, नमो यंत्र, नमो यंत्र !

त्वं चक्रमुखरमंद्रित,
त्वं वज्रवह्निवन्दित,
तव वस्तुविश्ववक्षदंश
ध्वंस-विकट दंत !
तव दीप्त अग्नि शत शतघ्नी
विघ्नविजय पन्थ.
तव लोहगलन शैलदलन
अचल-चलन मंत्र.
कदाचित् काष्टलोष्टइष्टकदृढ
घनपिनद्ध काया,
कदाचित् भूतल-जल-अंतरिक्ष—
लंघन लघुमाया,
तव खनि-खनित्र-नख-विदीर्ण
क्षिति विकीर्ण-अंत्र,
तव पंचभूत-बन्धनकर
इंद्रजाल तंत्र.

[ વિભૂતિને લઈ સર્વ ચાલ્યા જાય છે.

[ છાવણીમાંથી રાજા રણજિત્ અને તેનો મંત્રી પ્રવેશ કરે છે. ]

રણજિત્: પ્રધાનજી ! શિવતરાઈની પ્રજા ઉપર કાબુ મેળવવામાં તમે હંમેશાં નિષ્ફળ ગયા છો; અને હવે, મુક્ત-

ધારાના પ્રવાહ ઉપર કાબુ મેળવી વિભૂતિએ તે પ્રજા ઉપર કાબુ મેળવવાનુ સંભવિત બનાવ્યું છે. પણ કેમ તમારા મ્હોં ઉપર આનંદની છટાયે જણાતી નથી? શું દ્વેષને લીધે!

મંત્રીઃ મહારાજ, માફ કરો. કોહાડા પાવડાથી પથ્થર અને માટી સાથે યુદ્ધ મચાવવું એ અમારૂં કામ નથી. અમારૂં શસ્ત્ર તો રાજનીતિ છે, અમે માણસોનાં મગજ સાથે કામ લઇએ છીએ. શિવતરાઈનો રાજ્યકારભાર યુવરાજને સોંપી દેવાની સલાહ મેં જ આપને આપી હતી; અને એ યુક્તિથી જે બંધ બંધાયો હોત તે કાંઈ કમ થાત નહિ.

રણજિત્ઃ પરંતુ પરિણામ શું આવ્યું? બે વર્ષથી તેઓ કર આપતા નથી. તેમના મુલકમાં દુકાળ એ અસાધારણ નથી, તો પણ પહેલાં તો કદી પણ તેઓ પાછલી બાકી ભર્યા વિના રહેતા નહિ.

મંત્રીઃ મહેસૂલ કરતાં વધારે મૂલ્યવાન વસ્તુ તે ઉઘરાવતો હતો એટલામાં ઘેર પાછા આવવાનો તમે તેને હુકમ કર્યો. હલકા લોકોની અવજ્ઞા કરવી એ ડહાપણભરેલી રાજનીતિ નથી. તેઓ મનમાં ડસ રાખે છે, અને જ્યારે મામલો અસહ્ય થઈ પડે છે, ત્યારે દુઃખના જોરથી તેઓ ભયંકર થઇ જાય છે.

રણજીતઃ તમારી સલાહનો સૂર ક્ષણે ક્ષણે બદલાય છે. દબાયલાઓને સત્તાના પ્રભાવથી હંમેશાં દબાવતાં રહેવું એ સહજ છે, તથા પરદેશી પ્રજાને હંમેશાં દબાયલી જ રાખવી એમ તમે વારંવાર કહેલું મને બરાબર યાદ છે. ખરૂં ને?

મંત્રીઃ હા, મેં તે કહેલું; પણ તે વખતની પરિસ્થિતિ જુદી જ હતી, તેથી મારી સલાહ તે વખતે સમયોચિત હતી. પણ હાલ—

રણજીતઃ યુવરાજને શિવતરાઇમાં મોકલવાની મારી મુદ્દલ ઈચ્છા ન હતી.

મંત્રીઃ કેમ, મહારાજજી ?

રણજિતઃ દૂરથી મહત્તા રહે છે, પરિચયથી ઘટે છે. તમારી પોતાની પ્રજાનું હૃદય પ્રેમથી મેળવી શકો છો; પણ પરદેશીને તો ભયથી જ જીતવા જોઇએ. પાસે જઈ તેમની સાથે બોલાબોલી કરવાથી તેમનો ભય નાશ પામે છે.

મંત્રીઃ મહારાજ ! યુવરાજને શિવતરાઈમાં મોકલવાનો ખરો હેતુ આપ ભૂલી જાઓ છો. કેટલાક દિવસથી આપણે તેનામાં એક જાતની બેચેની જોઇએ છીએ; તે રાજકુટુંબમાં જન્મેલો નથી, પરંતુ મુક્તધારાના નિર્ઝર આગળથી જડી આવેલો છે એમ કોઇક રીતે તેને ખબર પડયાની આપણને શંકા આવી હતી. તેથી તેને એ વાત ભૂલાવવા માટે—

રણજિતઃ હા, તે તો હું જાણું છું. હાલમાં રાત્રે તે ઘણીવાર એકલો એ પ્રવાહનું મૂળ જોવા જાય છે. એક વખતે હું ત્યાં જઈ ચઢયો અને તેને પૂછયું: 'શું છે ? અભિજિત, તું અહીં કેમ ફરે છે ?' ત્યારે તેણે ઉત્તર આપ્યો: 'આ પ્રવાહના ધ્વનિમાં હું મારી માતાના શબ્દો સાંભળું છું.'

મંત્રીઃ એક વખતે 'તમને શું થયું છે? આજકાલ મહેલમાંથી તમે વારંવાર બહાર જતા રહો છો' એમ મેં તેને

પૂછયું, ત્યારે તેણે ઉત્તર આપ્યોઃ 'જગત્માં માર્ગ ખુલ્લા કરવા માટે હું આવેલો છું. મારા જીવનનો આ આંતરિક ઉદ્દેશ્ય છે અને તે મારે પૂર્ણ કરવો જોઈએ.'

રણજિતઃ તેના વિષે જે ભવિષ્યવાણી કહેવાઇ હતી કે 'તે એક મહાન્ સામ્રાજ્યનો અધિષ્ઠાતા થશે' એ હવે શ્રદ્ધાને પાત્ર નથી.

મંત્રીઃ મહારાજ, એ વાત કહેવા માટે તો આપના ગુરૂના ગુરૂ અભિરામસ્વામી ખાસ પધાર્યા હતા. ભવિષ્યવાણી તેમણે જ ભાખી હતી.

રણજિતઃ તેમની ભૂલ થઇ હશે. યુવરાજના સઘળા વિવિધ તરંગોમાં મારે તો ખમવું જ પડયું છે. ગઈ વખતે મૂર્ખાઈના તરંગમાં તેણે નન્દીસંકટ (નન્દીપાસ) આગળની પેલી દિવાલને સ્વચ્છંદપણે તોડાવી નાંખી. આ પ્રમાણે જે કાર્યની રચનામાં આપણા પૂર્વજોને વર્ષો વીત્યાં હતાં તેનો તેણે થોડાક જ વખતમાં અંત આણી દીધો; અને તેથી હવે શિવતરાઇના ઉન વગેરે માલને આપણા રાજ્યમાંથી પરદેશી બજારોમાં જતાં કોઈ જાતની અડચણ રહી નથી. આને પરિણામે ઉત્તરકૂટમાં ખોરાકી અને કાપડનો ભાવ ઉંચો જશે.

મંત્રીઃ આપ સ્મરણમાં રાખશો કે તે એક જુવાનીઓ હોઇ પોતાની ફરજને એકદેશીય દૃષ્ટિથી જુએ છે. શિવતરાઈનું હિત સાધવું એ જ વિચાર તેના મનમાં રહ્યાં કરે છે.

રણજિતઃ એને જ હું સ્વપ્રજા–વિદ્રોહ કહું છું. હું ધારૂં છું કે શિવતરાઇનો જે ધનંજય વૈરાગી આપણી પ્રજાને

આપણા વિરૂદ્ધ ઉશ્કેરવાનું કાર્ય લઈ બેઠો છે તેનો આમાં પણ હાથ હશે. એ માણસને એની પોતાની જ માળાથી ફાંસો નાખવો જોઇએ. તેને કેદ કરવો જોઇએ.

મંત્રી: મહારાજ, આપની ઈચ્છા વિરૂદ્ધ જવાનું હું સાહસ કરી શકતો નથી. પરંતુ કેટલીક વાર એવા ભયંકર માણસો હોય છે, જેમને અટકમાં રાખવા કરતાં વહેતા મૂકવા વધારે શ્રેયસ્કર છે, એ આપ જાણો છો એમ હું ખાત્રીપૂર્વક માનું છું.

રણજિત: તમારે તેની લગારે ચિંતા કરવી નહિ.

મંત્રી: હું ચિંતા કરતો નથી. મહારાજને તે વિષે ચિંતા કરવાનું જણાવું છું.

[ દ્વારપાળ પ્રવેશ કરે છે. ]

દ્વારપાળ: મહારાજ, આપના કાકાશ્રી વિશ્વજિત્ મોહન-નગઢથી પધાર્યા છે. [ જાય છે.

રણજિત: આ એક બીજો ભયંકર આદમી છે! અભિ-જિત્‌ને બગાડનાર લોકોમાં આ પહેલે નંબરે આવે. સગપણ ધરાવનાર શત્રુ પીઠ પરની ખૂંધ જેવો છે. તે ખૂંધ હંમેશાં પીઠે વળગેલી જ રહેવાની. તમે તેને કાપી શકો નહિ, તેમ તેને ધારણ કરવી એ પણ દુઃખ. અરે, આ શાનો અવાજ આવે છે?

મંત્રી: ભૈરવપંથી સાધુઓનું ટોળું પ્રદક્ષિણા કરવા નીકળ્યું છે.

[ સાધુઓ પ્રવેશ કરે છે, અને ગાય છે:--

तिमिर-हृद्विशारण
ज्वलदग्नि-निदारुण,
मरुश्मशान-संचर,
शंकर शंकर।
वज्रघोष-वाणी,
रुद्र, शूलपाणि,
मृत्युसिन्धु-संतर
शंकर शंकर॥

[ જાય છે.

[ મોહનગઢના રાજા, રણજિતના કાકા, વિશ્વજિત્ પ્રવેશ કરે છે. તેના માથે સફેદ વાળ તથા સફેદ પાઘડી છે. તેણે વસ્ત્રો પણ સફેદ પહેર્યાં છે. ]

રણજિત્: નમસ્તે ! આપ ભૈરવમંદિરમાં આજ રાત્રે થનારા પૂજામહોત્વસ પ્રસંગે પધારશો એવા સૌભાગ્યની આશા મેં રાખી ન હતી.

વિશ્વજિત્: ભૈરવ દેવ આજની પૂજાનો સ્વીકાર કરવાના નથી એ જણાવવા હું અહીં આવ્યો છું.

રણજિત્: તમારું આ દુષ્ટ વચન આજના અમારા મહોત્સવને—

વિશ્વજિત્: મહોત્સવ ? શાનો ? જેથી સર્વ પિપાસુ જનોની પિપાસા શાંત થાય એવા દેવાધિદેવના કમંડલુમાંથી અસ્ખલિત ધારાએ વહેતા જળને રોકવા માટે ? એમ કર્યું જ શા માટે ?

રણજિત્: રિપુઓને દમવા માટે.

વિશ્વજિત્: મહાદેવને શત્રુ બનાવતાં તમને ભય લાગતો નથી?

રણજિત્: અમારો વિજય તેમનો જ વિજય છે. તે ઉત્તરકૂટના પુરદેવતા છે. તેથી અમારી ખાતર તેમણે પોતાની બક્ષીસ અટકાવવા દીધી છે. તેઓ તૃષાના ત્રિશૂળથી શિવતરાઈનું હૃદય ભેદી નાંખી તેને ઉત્તરકૂટના ચરણમાં નમાવશે.

વિશ્વજિત્: જો એમ જ હોય તો તમારી પૂજા એ ભક્તિ ન્હોય, પણ ભાડું છે.

રણજિત્: કાકા સાહેબ, તમે પરના પક્ષપાતી છો અને આત્મીયના વિરોધી છો. તમારી જ શીખામણથી અભિજિતે ઉત્તરકૂટનો રાજ્યકારભાર પોતાનો ગણી સ્વીકારવાની સંપૂર્ણ ના પાડી છે.

વિશ્વજિત્: શું મારી જ શીખામણથી ?—એવો એક સમય ન હતો કે જ્યારે હું તમારા પક્ષમાં હતો ? જ્યારે તમારા વ્યવહારથી ચંડપત્તનમાં બંડ જાગ્યું હતું, ત્યારે તે આખા પ્રદેશને ઉજ્જડ કરી બંડ શાંત કરવામાં હું ન હતો ? ત્યાર પછી એ છોકરો અભિજિત્ મારા મનમાં ઉતર્યો. તેનો પ્રવેશ મને વિજળીના ચમકારા જેવો લાગ્યો; અને મારા હૃદયના અંધકારથી અંધ બનીને મેં જે લોકોને કચર્યા હતા તેમને, પહેલી જ વાર, યથાર્થ માનુષી રૂપમાં જોઇ શક્યો. તમે તેનામાં સમ્રાટનાં ચિહ્નો જોઇ તેને ગ્રહણ કરી લીધો; અને હવે તેને ઉત્તરકૂટની ગાદીની મર્યાદાથી જ આબદ્ધ કરવા માગો છો !

રણજિત્: મુક્તધારાના ઝરણા આગળથી તે જડી આવ્યો

હતો એ રહસ્યભેદ તેના આગળ ખુલ્લો કરનાર પણ તમે જ છો એમ હું ધારૂં છું.

વિશ્વજિત્: હા, તે પણ મેં જ કહ્યું હતું, મારા મહેલમાં દીપાવલિના ઉત્સવ પ્રસંગે. તે વખતે ત્યાં અટારીમાં એકલો ઉભો ઉભો તે ગૌરીશિખર તરફ એકી ટશે જોઇ રહ્યો હતો. મેં તેને પૂછયું: 'ભાઈ, તમે શું જુઓ છો? તેણે ઉત્તર આપ્યો: 'ભવિષ્યના માર્ગો—જે પર્વતોની ભયંકર ખીણોમાં હજુ સુધી બંધાયા નથી, અને જે બંધાયાથી દૂર નિકટમાં આવી જાય છે,–તેનું ભાવિ ચિત્ર જોઉં છું.' જ્યારે મેં આ શબ્દો સાંભળ્યા, ત્યારે હું મનમાં બોલ્યો કે જેને કોઇ નિરાધાર માતાએ આ પ્રવાહની નજીકમાં જન્મ આપ્યો છે, જે 'અજ્ઞેય'માં પોતાનું નિજ સ્થાન શોધે છે, તેવા આ છોકરાને કોઇ બંધનમાં રાખી શકે તેમ નથી. હું હવે વધારે વખત રહસ્ય છૂપાવી શકયો નહિ, અને તેને મેં કહેવા માંડયું: 'બેટા, જ્યારે રસ્તાની બાજુ ઉપર તારો જન્મ થયો હતો, ત્યારે આ ખુલ્લા પર્વતે પોતાના બાહુમાં તને આશ્રય આપ્યો હતો. તારા જન્મ પ્રસંગે કુટુંબમાં કાંઇ મંગલ શંખ ફુંકાયા ન હતા.'

રણજિત્: ઠીક, હવે હું સમજ્યો.

વિશ્વજિત્: શું સમજ્યા?

રણજિત્: જ્યારથી અભિજિતે તમારી પાસેથી આ સમાચાર સાંભળ્યા, ત્યારથી તેની વૃત્તિ ઉત્તરકૂટના રાજગૃહ

ઉપરથી ઉઠી ગઇ છે. આ અપ્રીતિના પ્રથમ સૂચક તરીકે તેણે નંદીકિલ્લાની દિવાલ તોડાવી નાખી અને નન્દીસંકટનો માર્ગ ખુલ્લો કરાવ્યો.

વિશ્વજિત્: તેમાં હાનિ શી થઇ? ખુલ્લો માર્ગ તો ઉત્તરકૂટ અને શિવતરાઇ ઉભયને સરખો જ છે.

રણજિત્: કાકાશ્રી, તમે અમારા સંબંધી છો, ગુરૂજન છો, તેથી આટલા વખત સુધી તમારૂં ગાડું ગબડાવ્યું છે, પણ હવે બસ કરો; તમે સ્વજનવિદ્રોહી છો. મારા રાજ્યનો ત્યાગ કરી તમે ચાલ્યા જાઓ!

વિશ્વજિત્: તમારો ત્યાગ કરવાની મારામાં શક્તિ નથી. પણ જો તમે મારો ત્યાગ કરશો તો હું તે સહન કરી લઇશ.

[ જાય છે.

[ અમ્બા પ્રવેશ કરે છે. ]

અમ્બા: (રાજા તરફ) અરે તમે કોણ છો? સૂરજ આથમણો થયો,–હજી યે મારો સુમન પાછો આવ્યો નહિ.

રણજિત્: તમે કોણ છો?

અમ્બા: કોઇ નહિ. જે મારૂં સર્વસ્વ હતો તેને મારી પાસેથી ઉપાડી આ રસ્તે લઇ જવામાં આવ્યો છે. શું આ રસ્તાને છેડો યે છે કે નહિ? જ્યાં સૂરજ આથમે છે, પરકાશ આથમે છે, અને સઘળુંજ આથમી જાય છે, તે ગૌરીશિખરની પેલી પાર પશ્ચિમમાં મારો સુમન હમણાં ચાલ્યો જ જાય છે?

રણજિત્: (મંત્રીને) પ્રધાનજી, એમ જણાય છે કે—

મંત્રીઃ હા મહારાજ, એની વાતનો સંબંધ પેલા બાંધની સાથે બાંધેલો જણાય છે.

રણજિત્: (અમ્બા તરફ) માજી, શોક માં કરો. તમારા પુત્રને પૃથ્વી ઉપરની સર્વથી મહાન્ બક્ષિસ પ્રાપ્ત થઈ છે, એમ હું ખાત્રીથી કહું છું.

અમ્બાઃ તમે કહો છો તે જો ખરૂં હોય તો સાંજે આવીને એ બક્ષિસ તે મારા હાથમાં આપી જજો જોઈએ; હું તેની મા છું.

રણજિત્ઃ આપી જશે. એ સાંજનો વખત હજી આવી પહોંચ્યો નથી.

અમ્બાઃ બાપુ ! તારાં વેણ ખરાં પડો ! આ ભૈરવ મંદિરે જવાના રસ્તે બેઠી બેઠી તેની વાટ જોઉં છું. સુમન !

[ જાય છે.

[ પાસેના ઝાડ તળે ઉત્તરકૂટના ગુરૂજી પોતાની શિષ્યમંડલી સાથે પ્રવેશ કરે છે. ]

ગુરૂઃ આ હરામી છોકરાઓને બરાબર પ્રસાદ આપવો જોઇએ. છોકરાઓ, મો—ઓ—ઓ—ટા અવાજથી બોલો 'જય રાજરાજેશ્વર !'

વિદ્યાર્થીઓઃ જય રાજ રા—

ગુરૂ: ( પાસે ઉભેલા એક બે છોકરાઓને હાથવડે થાબડીને )—જેશ્વર !

વિદ્યાર્થીઓઃ—જેશ્વર !

ગુરૂઃ શ્રી શ્રી શ્રી શ્રી શ્રી—

વિદ્યાર્થીઓઃ શ્રી શ્રી શ્રી—

ગુરૂઃ (ધક્કો લગાવી) પાંચ વાર.

વિદ્યાર્થીઓઃ પાંચ વાર.

ગુરૂઃ સાળા વાંદરા છો કે શું? બોલો શ્રી શ્રી શ્રી શ્રી શ્રી—

વિદ્યાર્થીઓઃ શ્રી શ્રી શ્રી શ્રી શ્રી—

ગુરૂઃ **ઉત્તરકૂટાધિપતિની જે**—

વિદ્યાર્થીઓઃ ઉત્તરકૂટા—

ગુરૂઃ ધિપતિની

વિદ્યાર્થીઓઃ ધિપતિની—

ગુરૂઃ જે.

વિદ્યાર્થીઓઃ જે.

રણજિત્ઃ તમે ક્યાં જાઓ છો?

ગુરૂઃ આપ મહારાજશ્રી યંત્રરાજ વિભૂતિને ખાસ શિરપાવ આપવાના છો, એ ઉત્સવસમારંભના આનંદમાં ભાગ લેવા માટે હું મારા વિદ્યાર્થીવર્ગને લઈ જાઉં છું. ઉત્તરકૂટના ઉજ્વલ યશના પ્રત્યેક પ્રસંગમાં ભાગ લેવા માટે હું મારા વિદ્યાર્થીઓને હંમેશાં આગ્રહ કરૂં છું.

રણજિતઃ વિભૂતિએ શું કર્યું છે તે આ સઘળા વિદ્યાર્થીઓ જાણે છે?

વિદ્યાર્થીઓઃ (તાળીઓ પાડતા તથા કૂદતા) હાજી!

હાજી ! અમે જાણીએ છીએ. શિવતરાઈના લોકોનું પીવાનું પાણી તેણે બંધ કર્યું છે.

રણજીતઃ કેમ બંધ કર્યું છે ?

વિદ્યાર્થીઓઃ (ઉત્સાહમાં આવીને) એ લોકોને તંગ કરવા માટે.

રણજિતઃ કેમ તંગ કરવા ?

વિદ્યાર્થીઓઃ કારણ કે તેઓ ખરાબ લોકો છે.

રણજિતઃ ખરાબ શા માટે ?

વિદ્યાર્થીઓઃ કારણ કે તેઓ બહુ ખરાબ છે; બહુ જ ખરાબ. હરેક જણ જાણે છે.

રણજિતઃ ત્યારે તમે નથી જાણતા કે તેઓ શા માટે ખરાબ છે ?

ગુરૂઃ નહિ મહારાજ, તેઓ જાણે છે જ. (વિદ્યાર્થીઓને) અરે મૂર્ખાઓ, આજે તમને શું થયું છે ? તમે શીખ્યા નથી—તમે શીખ્યા નથી,—તમારી ચોપડીઓમાં ? શીખ્યા નથી ચોપડીઓમાં ?—(ધીમેથી) તેમનો ધર્મ ખૂબ ખરાબ છે.

વિદ્યાર્થીઓઃ હા હા ! તેમનો ધર્મ ખૂબ ખરાબ છે.

ગુરૂઃ વળી, તેઓ આપણી માફક—કેમ બોલતા નથી ?—(નાક બતાવીને.)

વિદ્યાર્થીઓઃ—હાજી ! તેમનાં નાક ઉંચાં અણીયાળાં નથી તો.

ગુરૂઃ શાબાશ ! આપણા ગણિતશાસ્ત્રીએ જે સિદ્ધ કરી બતાવ્યું છે તે તમને બરોબર યાદ છે ને ? ઉંચું નાક શું બતાવે છે ?

વિદ્યાર્થીઓ: તે તે જાતિની મહત્તા.

ગુરૂ: વાહ! શાબાશ! અને મહાન્ જાતિઓનું મહાન્ કાર્ય શું હોય છે?–બોલો. તેઓ જીતે છે.–બોલી દો!–તેઓ બધા ઉપર જીત મેળવે છે. એમ જ ને?

વિદ્યાર્થીઓ: હાજી! તેઓ બધા ઉપર જીત મેળવે છે.

ગુરૂ: ઉત્તરકૂટનાં માણુસો લઢાઇમાં હાર્યા એવો એકે પ્રસંગ બન્યો છે?

વિદ્યાર્થીઓ: ના સાહેબ, કદી નહિ.

ગુરૂ: આપણા મહારાજના દાદાજીએ ફક્ત ૨૯૩ સૈનિકો વડે ૩૧૭૫૦ જંગલી લોકોને હરાવી નસાડયા હતા એ તમને તો હશે જ. કેમ ખરૂ ને, છોકરાઓ?

વિદ્યાર્થીઓ: જી હા!

ગુરૂ: આપ નામદારને હું ખાત્રી આપું છું કે ભવિષ્યમાં એક દહાડો આ જ છોકરાઓ આપણા રાજ્યની હદ બહાર જન્મેલા કમનસીબ લોકોને ધ્રૂજાવશે. જો તેમ ન બને તો હું મારા ગુરૂધર્મથી ચ્યુત થયેલો ગણાઉં. અમારા ઉપર, શિક્ષકવર્ગ ઉપર જે જવાબદારી રહેલી છે તે એક ક્ષણ પણ હું વિસરી શકું તેમ નથી. અમે **મનુષ્યો** બનાવીએ છીએ, આપના અમાત્યો માત્ર તેમનો ઉપયોગ કરે છે. એમ છતાં પણ **તેમના** અને **અમારા** પગારની સરખામણી કરવાની આપ નામદાર તસ્દી લેશો.

મંત્રીઃ પણ એ વિદ્યાર્થીઓ જ તમારે માટે તો ઉત્તમ બદલો છે.

ગુરૂઃ વાહ! મંત્રીજી, બહુ સુંદર બોલ્યા; વિદ્યાર્થીઓ જ અમારો ઉત્તમ બદલો છે! વાહ! વાહ! પરંતુ મહેરબાન સાહેબ, ખાદ્યપદાર્થો આજ કાલ બહુ મોંઘા થતા જાય છે. દાખલા તરીકે ગાયનું ઘી એક વખતે—

મંત્રીઃ બહુ થયું, બસ કરો. ગાયના ઘીના પ્રશ્ન ઉપર હું વિચાર કરીશ. આપ હવે પધારો. પૂજાનો વખત થયો છે.

[ જયધ્વનિ પોકારતા વિદ્યાર્થીઓ અને ગુરૂજી જાય છે.

રણજિતઃ આ તમારા શિક્ષકના માથાની ખોપરીમાં ગાયના ઘી સિવાય બીજું કાંઈ ઘી ભરેલું જણાતું નથી.

મંત્રીઃ પંચગવ્યમાંથી એક તો છે ને! પણ મહારાજ, આવા લોકો યે ઉપયોગના છે. એ જેવી રીતે ભણ્યો હશે તે પ્રમાણે, બીચારો, દિન પ્રતિદિન ભક્તિથી રટયા કરે છે. જો તેનામાં વિશેષ અક્કલ હોત તો તેને માટે આમ યંત્રની માફક ચાલવું મુશ્કેલ હતું.

રણજિતઃ પ્રધાનજી! પેલું આકાશમાં શું જણાય છે?

મંત્રીઃ શું એટલામાં જ મહારાજજી ભૂલી ગયા? એ તો વિભૂતિના પેલા યંત્રનો શિરોભાગ છે.

રણજિતઃ આવી સ્પષ્ટ રીતે તો હું તેને આજે જ જોઉં છું.

મંત્રીઃ આજ સવારે વાવાઝોડાના તોફાનથી આકાશ સ્વચ્છ થઇ ગયું છે, તેથી તે આવું સ્પષ્ટ રીતે જોઇ શકાય છે.

રણજિતઃ પ્રધાનજી, તેની પાછળથી સૂર્ય કેવો ક્રોધારૂણ દેખાય છે! અને પેલું યંત્ર જાણે કોઈ રાક્ષસે ઉગામેલો મુક્કો! યંત્રને આટલું ઉંચું રાખવું ઠીક લાગતું નથી.

મંત્રીઃ આકાશનાં પેટમાં ખોસેલા એક શૂળ જેવું જણાય છે!

રણજિતઃ હવે મંદિરે જવાનો સમય થયો છે.

[ બન્ને જાય છે.

[ ઉત્તરકૂટના નાગરિકોનું બીજું ટોળું પ્રવેશ કરે છે. ]

પહેલો નાગરિકઃ આજકાલ વિભૂતિ આપણી નજર ચૂકવવા પ્રયત્ન કરે છે, ખરૂં કે નહિ? તે આપણામાંનો જ એક આદમી છે એ વાત ભૂલવવા માગે છે. એક દિવસ જરૂર તેને ખબર પડશે કે તલવારે મ્યાન કરતાં મોટાં થવું ઠીક નથી.

બીજોઃ તમે ગમે તેમ કહો પણ, ભાઇ, વિભૂતિએ ઉત્તર-કૂટની આબરૂ ઉજળી રાખી છે.

પહેલોઃ બેસો બેસો, હવે. આત્મપ્રશંસા કરો માં. આ બંધ બાંધતાં તેનાં સઘળાં સાધનો ખપી ગયાં છે. દસ વાર તો તે તૂટી ગયો હતો.

ત્રીજોઃ અને હજુએ તૂટી જશે નહિ એમ કોણ કહી શકે છે?

પહેલોઃ એ બાંધની ઉત્તરે આવેલો પેલો ટેકરો જોયો કે નહિ?

બીજો: કેમ, કેમ, શું છે?

પહેલો: શું છે? એટલું જાણતા નથી? જેણે જેણે તે જોયો છે તે કહે છે કે—

બીજો: શું કહે છે, ભાઈ?

પહેલો: શું કહે છે? જાણે જાણતો ન હોય તેમ! આમાંયે ત્હારે પૂછવાનું? એમાં શું કહેવું છે?

બીજો: જરા સ્ફુટ કરીને સમજાવને.

પહેલો: રંજન, તું બોલ નહિ. જરા થોભ, હમણાં તને એકાએક બધું સમજાશે, જ્યારે—

બીજો: સર્વનાશ! શું કહે છે? એકદમ!

બીજો: હા ભાઈ, તેના વિષેની સઘળી હકીક્ત જગુ તને કહેશે; તેણે તેનો ઇંચે ઇંચ માપી લીધો છે.

બીજો: જગુમાં એ ખાસ ગુણ છે. તેનું મગજ બીલકુલ શાંત છે. જ્યારે બીજા બધા વાહવાહ કરવામાં ગાંડાતુર બની જાય છે, ત્યારે તે શાંતપણે પોતાની માપપટ્ટી કાઢીને બેસે છે.

ત્રીજો: ઠીક ભાઇ, કેટલાકો કહે છે કે વિભૂતિનું સઘળું જ્ઞાન–

પહેલો: હા, હા! હું જાતે જાણું છું કે વંકટવર્મા પાસેથી તેણે ચોરી લીધેલું છે. તે તો એક મહાન વ્યક્તિ હતી! ખરેખર મહાન્! અદ્વિતીય! વાહ તેનું મગજ! તેની અદ્-ભુત શક્તિ! છતાં વિભૂતિને શિરપાવ,–ને તે બિચારો ભૂખે મરી ગયો.

ત્રીજો: ભુખે જ ?

પહેલો: ભૂખથી કે કોઇકના હાથના કંઈક ખોરાકથી, તારે શું કામ છે ? આપણે બોલીએ છીએ ને કોઈક છાનો માનો સાંભળી લે તો ! અહીં તો ગણાયે ચાડીયા ભરાયા છે. આ દેશના લોકો બીજાનું ભલુ સાંખી શકતા નથી.

બીજો: તમે ગમે તેમ કહો, પણ એ તો એક–

પહેલો: આહ ! એમાં આશ્ચર્ય શું ? કયી માટીમાં તેનો જન્મ તે તો જરા વિચારી જો ! એ ચબુયા ગામમાં મારા ઘરડા દાદાનો પણ જનમ થયો'તો. તેમનું નામ તો તમે જાણોજ છો ને ?

બીજો: વાહ ! ઉત્તરકૂટનો એકે એક આદમી જાણે છે. તેમનું નામ–આપણે, પેલું, શું બળ્યું ?

પહેલો: ભાસ્કર. આખા ઉત્તરકૂટના રાજ્યમાં તપકીર બનાવવામાં તો તે એકકો. મહારાજા શત્રુજિત્ તો એક દિવસે પણ તેમના હાથની તપકીર લીધા વિના જાય નહિ.

ત્રીજો: એ બધી વાત તો ઠીક, પણ ચાલો હવે મંદિરે. આપણે અને વિભૂતિ એક જ ગામના–આપણા હાથની માળા તેને પહેલી પહેરાવીએ, પછી બીજી વાત. તેના જમણા હાથ-ભણી આપણું આસન જમાવીએ.

( પડદા પાછળથી )

મિત્રો જાઓ માં, જાઓ માં. આ રસ્તે પાછા વળો.

બીજો: પેલો રહ્યા બૂઢો બટુક !

[ ખભે ફાટેલી કામળી અને હાથમાં વાંકી વળેલી લાકડી લઇને બહુક પ્રવેશ કરે છે. ]

પહેલોઃ કેમ બટુ ! ક્યાં જાઓ છો ?

બટુઃ સાવધાન, ભાઈઓ, સાવધાન. એ રસ્તે જશો નહિ. હજુ વખત છે, પાછા ફરો.

બીજોઃ શું છે ? કહે ને.

બટુઃ કહું, નરબલિ. મારા બે જુવાન પૌત્રોને તેઓ ઉપાડી ગયા, તે પાછા આવ્યા જ નહિ.

ત્રીજોઃ કાકા, કોનાં આગળ નરબલિ આપવાનો છે ?

બટુઃ તૃષ્ણા, તૃષ્ણા રાક્ષસી આગળ.

બીજોઃ એ કોણ ?

બટુઃ એ તો જેમ જેમ ખાતી જાય તેમ તેમ તેની ભૂખ વધતી જાય—તેની સુકી જીભ ઘી-હોમાતા અગ્નિની શિખાની માફક લાંબી વધતી જાય છે.

પહેલોઃ ગાંડો છે ! અમે તો ભૈરવના મંદિરે જઇએ છીએ. ત્યાં વળી તૃષ્ણા રાક્ષસી ક્યાં છે ?

બટુઃ શું તમને ખબર નથી ? આજ તેઓ મંદિરમાંથી ભૈરવને વિદાય કરી, વેદી ઉપર તૃષ્ણા રાક્ષસીની સ્થાપના કરવાના છે.

બીજોઃ ચૂપ રહે, ચૂપ રહે, ગાંડીયા. જો ઉત્તરકૂટનાં માણસો આ વાત સાંભળશે તો તને કૂટી નાખશે.

બટુઃ તેઓ તો મારા ઉપર કાદવ નાંખે છે, ને છોકરાં

કાંકરા ફેંકે છે. સઘળા મને કહે છે કે તારા પૌત્રોએ પોતાના પ્રાણ અર્પ્યાં છે એ તેમનું સૌભાગ્ય છે.

પહેલો: તેઓ જૂઠું બોલે નહિ.

બટુ: જૂઠું બોલે નહિ? જો પ્રાણને બદલે પ્રાણ મળે નહિ,-મૃત્યુને બદલે મૃત્યુ જ મળે,-તો ભૈરવ આવી મોટી હાનિ કેમ સહન કરી લેશે? સાવધાન, બાપુ. સાવધાન થાઓ. એ રસ્તે જાઓ માં.

[ જાય છે.

બીજો: જુઓ, મોટા ભાઇ, એના શબ્દો સાંભળી મારા શરીરમાં કાંટા ભોંકાય છે.

પહેલો: રંજુ, તું બહુ બીકણ લાગે છે. ચાલ, ચાલ.

[ સર્વે જાય છે.

[ યુવરાજ અભિજિત્ અને રાજકુમાર સંજય પ્રવેશ કરે છે. ]

સંજય: યુવરાજ, આપણો રાજમહેલ છોડીને તમે કેમ ચાલ્યા જાઓ છો તે હું સમજી શકતો નથી.

અભિજિત્: એ વાત તું સંપૂર્ણ રીતે સમજી શકીશ નહિ. અમારો જીવન-પ્રવાહ રાજમહેલના પત્થરો ઉપર થઇને વહ્યો જાય છે, એ જ્ઞાન સાથે હું પૃથ્વી ઉપર અવતર્યો છું.

સંજય: કેટલોક વખત થયાં તમારૂં મન અસ્વસ્થ રહે છે એમ અમને લાગ્યાં કરે છે. જે બંધનથી બંધાઇને તમે અમારી સાથે રહ્યા છો તે બંધન પ્રતિદિન ધીમે ધીમે શિથિલ થતું જણાય છે. આજ તે તદ્દન વિચ્છિન્ન થઇ ગયું છે?

અભિજિત્: હે સંજય, ગૌરીશિખર ઉપર સૂર્યાસ્તની મૂર્તિ તરફ જો. જાણે કોઇક આગ્નેય પક્ષી પોતાની પાંખો પ્રસારીને રાત્રિની તરફ ઉડયું જાય છે. અસ્તાયમાન સૂર્યનારાયણે અમારી યાત્રાનો માર્ગ આંકી દીધો છે.

સંજય: યુવરાજ! મને તો આ દૃશ્ય કાંઈક જૂદું જ લાગે છે. જાણે પેલા યંત્રનું શિખર સંધ્યાના પેટમાં ભોંકાઇ ગયું છે! જાણે કોઈ ઉડતું પક્ષી હૃદયમાં ઘાયલ થવાથી પાંખો ફફડાવતું રાત્રિના ગહ્વરમાં પડયે જાય છે! મને એમાં કાંઇક અશુભ લાગે છે. યુવરાજ, હવે આરામનો સમય થયો છે; ચાલો મહેલમાં જઇએ.

અભિજિત્: જ્યાં ઉપદ્રવ છે, ત્યાં આરામ શાનો?

સંજય: રાજમહેલમાં તમને ઉપદ્રવ લાગે છે તે આટલા દિવસ પછી તમને શી રીતે માલૂમ પડયું?

અભિજિત્: જ્યારથી મેં સાંભળ્યું કે મુક્તધારાને બાંધી લેવામાં આવે છે ત્યારથી મને એમ માલૂમ પડયું.

સંજય: તમારા શબ્દોનું તાત્પર્ય સમજી શકતો નથી.

અભિજિત્: મનુષ્યના આંતરજીવનનું રહસ્ય વિધાતા બાહ્ય જગતમાં કોઇ પણ ઠેકાણે દર્શાવી રાખે છે. મારા જીવનનું રહસ્ય મુક્તધારામાં છે. જ્યારે બળપૂર્વક મુક્તધારાને લોઢાની બેડી પહેરાવવામાં આવી, ત્યારે મને એમ જ ભાસ્યું કે મારા સ્વતંત્ર જીવનસ્રોતને ઉત્તરકૂટનું સિંહાસન એક

બેડીરૂપ છે. તેનો માર્ગ ખુલ્લો કરવા માટે જ હું બહાર આવ્યો છું.

**સંજય:** યુવરાજ! મને પણ તમારી સાથે લઇ જાઓ!

**અભિજિત્:** ના ભાઈ, તારો માર્ગ તારે પોતે શોધી કાઢવાનો છે. જો તું મારા માર્ગનું અવલંબન કરીશ, તો હું જ તે માર્ગમાં બાધારૂપ થઈ પડીશ.

**સંજય:** તમે આમ કઠોર થાઓ નહિ. તમે મને આઘાત કરો છો!

**અભિજિત્:** તું મારૂં હૃદય પિછાણ; જ્યારે તને આઘાત પહોંચશે ત્યારે તું મારૂં હૃદય યથાર્થ રીતે ઓળખી શકીશ.

**સંજય:** તમને એ સંદેશ ક્યાંથી મળ્યો છે એ વિષે હું પ્રશ્ન કરવા માગતો નથી. પણ, યુવરાજ! હવે સન્ધ્યાનો સમય થયો છે, અને રાજમહેલમાં ચારણોનાં સાયંકાલીન ગીતોનો મધુર અવાજ કર્ણપટ ઉપર અથડાય છે. શું આ પણ એક સંદેશ ન્હોય? જેમ જે કઠિન અને કઠોર હોય તેનું ગૌરવ ગણાય છે, તેમ જે મધુર અને મિષ્ટ છે તેની પણ કિંમત છે.

**અભિજિત્:** ભાઇ, મધુરનું મૂલ્ય આપવા માટે કઠિનની સાધના આવશ્યક છે.

**સંજય:** તે દિવસે પ્રાતઃકાળમાં તમે પૂજા કરવા આસન ઉપર બેઠા હતા ત્યારે તમારા આગળ એક શ્વેત પદ્મ પડેલું જોઇને તમે આશ્ચર્યમાં ગરક થઇ ગયા હતા તે તમને યાદ

છે? તમારા જાગ્યા પહેલાં પરોઢીયે કોઇકે તે કમળ ચૂંટીને ત્યાં છૂપી રીતે મૂકયું હતું, કોણે? તે તમને ખબર છે?— પરંતુ એ ક્ષુદ્ર બનાવમાં જે દિવ્યતા, ભરી છે તે આ ક્ષણે તમે ભૂલી શકો એમ છો? જે લજ્જાશીલ પ્રાણી પોતાની જાતને છૂપાવતાં છતાં પોતાની ભક્તિને છૂપાવી શકતું નથી, તેનું મુખારવિંદ તમારા સ્મૃતિપટ ઉપર અંકિત થએલું રહેશે નહિ?

**અભિજિત્:** વાહ, કેમ નહિ?–અને એ પ્રેમની ખાતર જ, પૃથ્વીનું મધુર સંગીત અટકાવનાર જે બીભત્સતા ગગનમાં રહી પોતાના લોહદંત ફાડીને અટ્ટહાસ્ય કરે છે તેને હું સહન કરી શકતો નથી. હું સ્વર્ગને ચાહનારો છું, માટે જ દૈત્ય સાથે યુદ્ધ કરવા કટિબદ્ધ થયો છું.

**સંજય:** પેલા કાળા પહાડ ઉપર સંધ્યાનો આછો પ્રકાશ શાંત પડેલો છે. તેમાંથી એક વિષાદની મૂર્તિ તમારા હૃદય-માં પ્રવેશ કરતી નથી?

**અભિજિત્:** હા, પ્રવેશ કરે છે. અમારૂં હૃદય એ જ વિષા-દથી પરિપૂર્ણ છે. હું કઠોરતાનું અભિમાન રાખતો નથી— જો પેલા દેવદારૂ વૃક્ષની ઉપલી ડાળખી ઉપર એક મનોહર પંખીડું એકલું બેઠું છે. તે પોતાના માળે જશે, અગર તો રાત્રિના અંધકારમાં દૂરના અરણ્ય સુધી પ્રવાસ કરશે, એ હું કદી કહી શકતો નથી. પરંતુ અસ્તાયમાન સૂર્યની અંતિમ કિરણુરેખા તરફ નીહાળતા આ એકાંત પક્ષીને જોતાં મારૂં

હૃદય એક મધુર વિષાદથી ઉભરાઇ જાય છેઃ આ જગત્ કેવું સુંદર છે! જેથી મારૂં જીવન મધુર બન્યું છે તે સઘળાને આજ હું નમસ્કાર કરૂં છું.

[ બટુ પ્રવેશ કરે છે. ]

**બટુ**: મને જવા દીધો નહિ; પાછો કાઢયો.

**અભિજિત્**: બટુ, શું છે ? તારૂં માથું ફુટયું છે, તેમાંથી લોહીની ધારા વહે છે!

**બટુ**: હું બધાને સાવધાન કરતો ફરૂં છું અને કહું છું કે 'એ રસ્તે જશો માં, પાછા ફરો.'

**અભિજિત્**: કેમ ?

**બટુ**: તમે જાણતા નથી, યુવરાજ ? આજ યંત્રવેદી ઉપર તૃષ્ણા રાક્ષસીની પ્રતિષ્ઠા થવાની છે, અને ત્યાં મનુષ્યોનું બલિદાન અપાવાનું છે!

**સંજય**: શું બોલે છે ?

**બટુ**: એ વેદીનો પાયો નાંખતી વખતે મારા બે પૌત્રોનું રક્ત રેડાયું છે. હું ધારતો હતો કે એ વેદી પાપના ભારથી ફાટી જશે; પરંતુ એમ બન્યું નહિ, અને ભૈરવ તો હજુ નિદ્રાધીન છે.

**અભિજિત્**: હવે તેને ફાટવાનો સમય આવ્યો છે.

**બટુ**: (પાસે આવીને ધીમે ધીમે) ત્યારે તમે ભૈરવનો સંદેશો સાંભળ્યો હશે ?

**અભિજિત્**: હા, સાંભળ્યો છે.

બટુ: સર્વનાશ! ત્યારે તો તમારે બચવાનો આરો નહિ હોય?

અભિજિત્: ના, નહિ જ.

બટુ: મારા માથામાંથી લોહી પડયાં કરે છે અને આખા શરીરે કાદવ ચ્હોંટયો છે; તમે જોતા નથી? યુવરાજ, જો તમારી છાતી ફાટી જાય તો તમે સહન કરી શકો?

અભિજિત્: ભૈરવની કૃપાથી હું સહન કરી શકીશ.

બટુ: જ્યારે ચારે દિશાએ બધા શત્રુ જ થાય? આપણા પોતાના જ લોકો જ્યારે ધિક્કારે?

અભિજિત્: સહન કરવું જ જોઇએ.

બટુ: ત્યારે કાંઇ ભય રહેતો નથી.

અભિજિત્: ના, કાંઈ ભય નહિ.

બટુ: વાહ, વાહ! આ બટુકને ત્યારે ધ્યાનમાં રાખજો. અમે પણ એ જ માર્ગના પ્રવાસી છીએ. ભૈરવે જે આ રક્ત-તિલક અમારા કપાળમાં કર્યું છે તે ઉપરથી અંધારામાં પણ તમે મને ઓળખી શકશો. [ જાય છે.

[ રાજાનો પહેરેગીર ઉદ્ધવ પ્રવેશ કરે છે. ]

ઉદ્ધવ: યુવરાજ, નન્દીસંકટનો માર્ગ તમે કેમ ખુલ્લો કરી દીધો?

અભિજિત્: શિવતરાઇના લોકોને સતત દુકાળમાંથી બચાવવા માટે.

ઉદ્ધવ: મહારાજા તેમના તરફ દયાળુ છે, હંમેશાં તેમને સાહાય્ય આપવાને તત્પર રહે છે.

અભિજિત્: જ્યારે જમણો હાથ કૃપણતાથી માર્ગ બંધ કરે છે, ત્યારે ડાબા હાથની ઉદારતા કાંઈ કામની નથી. શિવતરાઇમાં ખોરાકીની આવજાનો માર્ગ મેં ખુલ્લો કરી આપ્યો છે. દયા ઉપર આધાર રાખનારી દીનતા હું જોઇ શકતો નથી.

ઉદ્ધવ: મહારાજા કહે છે કે તમે નન્દીગઢ તોડાવીને ઉત્તરકૂટના કોઠારનું તળીયું કાઢી લીધું છે.

અભિજિત્: અન્નને માટે હંમેશાં શિવતરાઇના આશ્રિત તરીકે રહેવાની દુર્ગતિમાંથી મેં ઉત્તરકૂટને મુક્ત કર્યું છે.

ઉદ્ધવ: તમે ભારે સાહસ ઉઠાવ્યું છે ! રાજાને એ વાતની. ખબર પહોંચી ગઇ છે. હું વિશેષ કહી શકતો નથી; ફક્ત એટલું જ જણાવું છું કે જો બને તો અહીંથી એકદમ ઉપડી જાઓ. માર્ગમાં તમારી સાથે વાત કરવી મારે માટે ભયાસ્પદ છે. [ જાય છે.

[ અમ્બા પ્રવેશ કરે છે. ]

અમ્બા: સુમન ! બેટા સુમન ! જે રસ્તે સુમનને લઇ ગયા છે તે રસ્તે તમે કોઇ કેમ જતા નથી ?

અભિજિત્: તમારા છોકરાને લઇ ગયા છે ?

અમ્બા: હા, આ પશ્ચિમમાં, જ્યાં સૂરજ આથમે છે, જ્યાં દહાડો આથમે છે.

અભિજિત્: હું એ રસ્તે જ જાઉં છું.

અમ્બા: ભાઈ, ત્યારે આ અભાગણીની એક વાત સાંભળી

હ્યો. જો સુમન રસ્તામાં મળે, તો તેને કહેજો કે તારી બા રસ્તે ઉભી ઉભી તારી વાટ જોઈ રહી છે.

અભિજિત્: ઠીક, કહીશ.

અમ્બા: બેટા, તું ચિરંજીવી થા. સુમન ! મારા સુમન !

[ જાય છે.

[ ભૈરવપન્થીઓ ગાતા ગાતા પ્રવેશ કરે છે. ]

**जय भैरव, जय शंकर,**
**जय जय जय प्रलयंकर.**
**जय संशयभेदन, जय बंधन-छेदन**
**जय संकट-संहर,**
**शंकर, शंकर !**

[ જાય છે.

[ સેનાપતિ વિજયપાળ પ્રવેશ કરે છે. ]

વિજયપાળ: યુવરાજ ! રાજકુમાર ! મારૂં નમ્ર વંદન સ્વીકારો. હું મહારાજની પાસેથી આવું છું.

અભિજિત્: તેમની શી આજ્ઞા છે ?

વિજયપાળ: તે આપને એકાંતમાં કહેવાની છે.

સંજય: ( અભિજિત્નો હાથ ઝાલી ) એકાંત શાનું ? અમારાથીયે છૂપુ ?

વિજયપાળ: મહારાજની એવી આજ્ઞા છે. યુવરાજજી ! તંબુમાં પધારો.

સંજય: હું પણ સાથે આવું છું.

વિજયપાળ: ના. મહારાજની આજ્ઞાનો ભંગ થાય છે.

સંજયઃ ત્યારે હું આ રસ્તે ઉભો રહી તેની વાટ જોઇશ.

[ અભિજિતને લઇને વિજયપાળ તંબુ તરફ જાય છે.

[ એક માલણ પ્રવેશ કરે છે. ]

માલણઃ ( સંજયને ) ભાઇ, ઉત્તરકૂટનો વિભૂતિ તે કોણ હશે વારૂ ?

સંજયઃ તારે તેનું શું કામ છે ?

માલણઃ હું પરદેશી છું, દેવતલિથી આવું છું. મેં સાંભળ્યું છે કે ઉત્તરકૂટનાં લોકો એના ચાલવાના રસ્તે રસ્તે ફૂલ વેરતા જાય છે. તે કોઈ સાધુ મહાત્મા હોય એમ લાગે છે. 'ચાલો તેનાં દરસન કરૂં' એમ વિચાર કરી ખાસ મારી વાડીમાંનાં ફૂલ તેને ભેટ આપવા લાવી છું.

સંજયઃ તે સાધુપુરૂષ નથી, પણ એક બુદ્ધિમાન પુરૂષ છે.

માલણઃ તેણે એવું શું મોટું કામ કર્યું છે ?

સંજયઃ અમારા એક ઝરણાને તેણે બાંધ બાંધ્યો છે.

માલણઃ આ બધું એટલા જ માટે ? બાંધ બાંધે દેવતાનું કાજ સીધવાનું છે ?

સંજયઃ ના, દેવતાના હાથે બેડી પડશે.

માલણઃ તે માટે ફુલની વૃષ્ટિ ? મને સમજ પડતી નથી.

સંજયઃ સમજ ન પડે એ જ ઠીક છે. દેવતાનાં પુષ્પ આમ વ્યર્થ નાખી દો માં. જાઓ પાછાં !—ઉભાં રહો જરા, પેલું ધોળું કમળ મને વેચાતું આપશો કે ?

માલણઃ જે ફુલ મેં મનથી સાધુને સમર્પણ કરી દીધું છે તે હવે વેચાય નહિ.

**સંજય:** જેની હું સર્વથી વિશેષ ભક્તિ કરૂં છું તે સાધુને એ અર્પણ કરીશ.

**માલણ:** ત્યારે લ્યો. મારે એના પૈશા જોઈતા નથી. બાપાજીને મારા પરણામ જણાવી કહેજો કે 'હું દેવતલિની એક દુઃખિયારી માલણ છું.' [ જાય છે.

[ વિજયપાળ પ્રવેશ કરે છે. ]

**સંજય:** મોટાભાઈ ક્યાં છે ?

**વિજયપાળ:** તંબુમાં તેમને કેદ કર્યા છે.

**સંજય:** યુવરાજને કેદ ! એ શું !

**વિજયપાળ:** જુઓ આ મહારાજનું આદેશપત્ર.

**સંજય:** આ કયી જાતનું ષડ્યંત્ર રચ્યું છે? મને એક વાર તેમની પાસે જવા દો.

**વિજયપાલ:** ક્ષમા કરો. તે મારાથી નહિ બને.

**સંજય:** મને પણ કેદ કરો, હું પણ વિદ્રોહી છું.

**વિજયપાળ:** મહારાજનો હુકમ નથી.

**સંજય:** ઠીક. હુકમ કઢાવવા આ હું ચાલ્યો. ( કેટલેક દૂર જઇ પાછો આવે છે. ) મારૂં નામ દઇ આ શ્વેતપદ્મ યુવરાજને આપો જોઇએ. [ બંન્ને જાય છે:

[ શિવતરાઇનો વેરાગી ધનંજય* પ્રવેશ કરે છે. ]

---

* આ ધનંજય પાત્ર અને તેના ઘણા ખરા શબ્દો રવીન્દ્રનાથ ઠાકૂરના લગભગ પંદર વર્ષ ઉપર લખેલા એક "પ્રાયશ્ચિત" નામે નાટકમાંથી લીધેલા છે.

( ગાયન )

બેસી નાવડે ભય-હારી
તાડન-સાગર તરી જઇએ,
વિષમ વાયુ વાયે.
'माभैः' વાણી વિશ્વાસ રાખી
છિન્નસઢ નાવ અમારી,
પૂર્ણ ધૈર્યે પાર જાયે,
છાયા તળે શરણ લેવે.

પ્રેમી માર્ગદર્શક પ્રેમીનો છે.

કર્તવ્ય અમ એટલું હવે,
હિંમતભરી હોડી છોડો;
સંધ્યા પડે ઘાટ નિકટ
નાવડી અમ લાંગરશે.

અમ દુઃખદિનો–રક્તકમલ
આપ ચરણ અર્પણ કરૂં.

[ શિવતરાઇની પ્રજાના કેટલાક નાગરિકો પ્રવેશ કરે છે. ]

ધનંજયઃ ( એક નાગરિકને ) અરે તારૂં મોઢું લેવાઇ ગયું છે. એમ કેમ ? શું થયું છે ?

પહેલોઃ પ્રભુ, રાજશ્યાલક ચંડપાલનો માર તો સ્હેવાય એમ નથી. તે અમારા યુવરાજનું યે માનતો નથી, એ ખાસ અસહ્ય થઇ પડે છે.

ધનંજયઃ અરે ! હજુ સુધી તું મારને જીતી શક્યો નથી ? હજુ મારથી દુઃખ થાય છે ?

બીજો: રાજાની દેવડીમાં લઈ જઇને મારે છે! બહુ અપમાન આપે છે!

ધનંજય: તારૂં માન તારી પાસે રાખતો નહિ. અંદર જે પ્રભુ વિરાજમાન છે **તેમના** ચરણમાં સોંપી દે. ત્યાં અમાન પહોંચી શકતું નથી.

[ ગણેશ સરદાર પ્રવેશ કરે છે. ]

ગણેશ: હવે સહન થતું નથી. મારૂં મારૂં, એમ બેઉ હાથને ચળ થાય છે.

ધનંજય: ત્યારે તારા બેઉ હાથ તારા કાબુમાં રહેતા નથી, એમ કહેને.

ગણેશ: ઠાકૂર, એક વાર હુકમ આપો. એ બદમાસ ચંડપાલની પાસેથી દંડ ખેંચી લઈ તેને બતાવી આપું કે માર કોને કહે છે.

ધનંજય: માર કોને નથી કહેતા, એ તું બતાવી આપ. શું એમાં શક્તિની જરૂર નથી? સૂકાન સમુદ્રનાં મોજાંને મારવા માટે નથી, પરંતુ નાવને સ્થિર રાખી તેમને જીતવા માટે છે.

ચોથો: ત્યારે તમે શું કરવાનું કહો છો?

ધનંજય: તમે મારને જડમૂળથી ઉખાડી દો.

ત્રીજો: પ્રભુ, એ કેવી રીતે થાય?

ધનંજય: મસ્તક ઉંચું રાખી, એમ બોલો કે 'અમને કાંઈ ઈજા જ થતી નથી;' અને ત્યારે જ ઈજાને મરણનો ફટકો વાગશે.

બીજો: 'મને ઈજા થતી નથી' એમ કહેવું બહુ કઠિન છે.

ધનંજય: અસ્સલ મનુષ્ય તો એ છે કે જેને જરાયે વાગે નહિ. તે આંતરપુરૂષ અગ્નિની શિખા જેવો છે. તેની શિખામાં સર્વ હાનિ નષ્ટ થઈ જાય છે. વાગે તે તો જન્તુને. તે માંસ છે. તે માર ખાઇ બરાડતો બરાડતો આમ તેમ રખડે છે—આમ કેમ આભા બનીને ઉભા છો? મેં કહ્યું તે સમજ્યાને?

બીજો: ઠાકૂર, અમે તો તમને સમજીએ. તમારા શબ્દો સમજીએ કે નહિ.

ધનંજય: ત્યારે તો સર્વનાશ થશે.

ગણેશ: શબ્દો સમજતાં વાર લાગે છે, તે સરળ નથી; અમે તમને સમજી લીધા છે, તેથી અમે જલદીથી બચી જઇશું.

ધનંજય: ના, જલદીથી નહિ. ત્યારે જ તમારી આંખ ઉઘડશે કે આપણી નાવ કિનારા નજીક ડૂબે છે. જો તમે બરાબર અંતરથી નહિ સમજી લ્યો, તો તેનું પરિણામ તમારે જ સહન કરવું પડશે.

ગણેશ: એ વાત બોલો માં, ઠાકૂર! જ્યારથી અમે તમારા ચરણનો આશ્રય લીધો છે, ત્યારથી એમ જણાય છે કે અમે, ગમે તેમ, તમને સમજીએ છીએ.

ધમંજય: ના, જરાયે નહિ. તેથી જ તમારી આંખો રાતી પીળી થઇ ગઈ છે અને તમારા ગળાનો અવાજ બેસૂરો લાગે છે. ચાલો, એક સૂરથી ગાઓ જોઈએ.

( ગાયન )

મારો, મારો, પ્રભુ, મારો, મારો !
એથી યે વિશેષ મારો, મારો !

અરે બાયલાઓ, મારથી બચવા માટે કાં તો તમે સામા ઉપર હાથ ઉગામો છો, અગર તો પોબારા ગણી જાઓ છો. એ બેઉ એક જ કહેવાય. બન્ને પશુ છો.

સંતાઈ રહીએ યા તો નાસી જઇએ,
તમથી ભાગી અમે કેવળ ભયે;
સર્વ અમ હરણુ કરી લ્યો.

જુઓ, ભાઇઓ, હું મૃત્યુંજય* પાસે અંતિમ નિર્ણય માટે જાઉં છું. ત્યાં જઈ હું તેમને જણાંવીશ કે 'મને માર વાગે છે કે નહિ તેની તમે પરીક્ષા કરી લ્યો.' જેઓ ડરે છે અગર બીજાને ડરાવે છે તેમનો ભાર આ નાવમાં રાખવાની જરૂર નથી.

આ વખતે એક છેલ્લો દાવ મને રમી લેવા દો.

હારૂં છું હું કે તમે હારો;
હાટે ઘાટે વાટે મેં ક્રીડા કરી,
કેવલ હસતાં રમતાં સમય ગાળ્યો;
જોઉં તું મને કેવો રડાવે ! "

સઘળા: શાબાશ, ઠાકૂર ! બસ એજ !—
"જોઉં તું મને કેવો રડાવે !"

---

* મૃત્યુને જીતનાર, મહાદેવ.

બીજોઃ પણ તમે ક્યાં જાઓ છો તે તો મને કહો.

ધનંજયઃ રાજાના ઉત્સવમાં.

ત્રીજોઃ ઠાકૂર, એ ઉત્સવ તો રાજાને માટે છે, તમારે માટે ન્હોય. તમે ત્યાં શા માંટે જાઓ છો ?

ધનંજયઃ રાજસભામાં નામ રાખવું છે.

ચોથોઃ જો રાજાના હાથમાં તમે એક વાર આવી જાઓ તો—પણ ના, ના; એમ બને નહિ !

ધનંજયઃ અરે શા માટે ના બને ? ખૂબ બનવા દો, પેટ ભરીને બનવા દો.

પહેલોઃ રાજાનો ભય તમને નથી લાગતો, પણ અમને તો લાગે છે.

ધનંજયઃ કારણ કે તમે મનમાં ને મનમાં સામાને મારવાની ઇચ્છા રાખો છો, તેથી તમને ભય લાગે છે. મારવાની અમારી મુદ્દલ ઈચ્છા જ નથી, તેથી અમને ભય લાગતો નથી. જેને હિંસા કરવાની ઈચ્છા છે, તેની પાછળ ભય લાગ્યો જ રહે છે.

બીજોઃ ઠીક. અમે પણ તમારી સાથે આવીશું.

ત્રીજોઃ હા, રાજાના દરબારમાં જઇશું.

ધનંજયઃ રાજા પાસે શું માગવું છે ?

ત્રીજોઃ માગવું છે તો ઘણું યે, પણ માગણી કબુલ રાખે તો ને.

ધનંજયઃ રાજપાટ જોઇએ છે ને ?

ત્રીજોઃ તમે મશ્કરી કરો છો, ઠાકૂર ?

**ધનંજયઃ** શા માટે મશ્કરી કરૂં ? એક પગે ચાલવા કરતાં બીજું શું દુઃખ હોઇ શકે ? રાજપાટ એકલું રાજાનું જ હોય, અને પ્રજાનું ન હોય, તો તે ખોડા રાજ્યના કૂદકાથી તમે ચમકી ઉઠશો, પણ દેવતાની આંખમાં તો આંસુ આવશે. રાજાની ખાતર જ તમારે રાજ ઉપર તમારો અધિકાર રાખવો જોઈએ.

બીજોઃ પણ અમને ધપ્પો મારી હાંકી મૂકે તો ?

**ધનંજયઃ** પણ જો રાજદરબાર ઉપર મનુષ્યનો દાવો સાચો હોય, તો રાજાનો એ ધપ્પો પાછો રાજા ઉપર આવી પડે છે.

(ગાયન)

ભૂલી જાઉં, પ્રભુ, વારંવાર;<br>
નામ લઈ હાંક મારી,<br>
આપ અમને બોલાવો છો<br>
આસન નિકટ આપના.

ભાઈઓ, સાચી વાત કહી દઉં ? જ્યાં સુધી તમે તેને પ્રભુના આસન તરીકે નહિ ઓળખો, ત્યાં સુધી સિંહાસન ઉપર તમારો દાવો ચાલવાનો નથી; તે રાજાનું યે નથી ને પ્રજાનું યે નથી. ત્યાં તમે છાતી કાઢીને ન જતાં, હાથ જોડીને નમ્રપણે જાઓ.

દ્વારપાળ અમને ઓળખે નહિ,
ઉપદ્રવ કરે, પેસતાં વારે;
ઉભા રહીએ મંદિર બહારે,
બોલાવી લેજો એકે એકે.

દ્વારપાળ આપણને કેમ ઓળખી શકતો નથી ? આપણા કપાળમાં રાજચિહ્ન ઉપર ધૂળ લાગી છે. તમે અંતરનો કાબુ લીધાં વિના બહારનો કાબુ મેળવવા મથો છો. રાજા થઈને રાજ્યાસન ઉપર બેસી શકાય છે, રાજ્યાસને બેસવાથી કાંઇ રાજા થવાતું નથી.

શુભ હસ્તે પ્રાણ અર્ઘ્યો આપે,
માન અર્ઘ્યું આપની સાથે;
લોભ ભય લજ્જા થકી,
મ્લાન થાયે માન એ તો;
રજોમલિન થાય, પ્રભો !

પહેલો: ગમે તેમ કહો, પણ તમે રાજદરબારમાં શા માટે જાઓ છો તે હું સમજી શકતો નથી.

ધનંજય: કહું, શા માટે ? મારા મનમાં મોટો આઘાત થાય છે.

પહેલો: એ શું ?

ધનંજય: તરવાનો પ્રયત્ન કરતી વખતે જેમ તમે મને વધારે જોરથી પકડી રાખો છો, તેમ તમે તરવાના કામમાં ભૂલો કરો છો, અને મને તળીએ ઘસડી જાઓ છો. માટે

તમારાથી છૂટા થઈ મારે એવે ઠેકાણે જવું જોઈએ કે જ્યાં બીજું કોઈ આવી શકે નહિ.

પહેલો: પણ રાજા તો તમને સહજમાં મુક્ત કરે તેમ નથી.

ધનંજય: શા માટે મુક્ત કરે ? જો મને તે કેદ કરી શકે, તો પછી બીજી શી ચિંતા બાકી રહી ?

(ગાયન)

બંધને બાંધી લેવો મને,
શું સરળ કામ છે એ ?
બાહ્ય બંધન બંધન એમ છે ?
શું સરળ કામ છે એ ?
કોણ શક્તિ ધરાવે છે,
બંધન અમને કરવા ?
શું સરળ કામ છે એ ?
પ્રેમરસે મસ્ત થઇ,
આત્મબંધન કરો.
શું સરળ કામ છે એ ?
રડાવશે જે અમને,
ભાગ્યમાં તેના રડવાનો લેખ છે.
શું સરળ કામ છે એ ?

બીજો: પણ ઠાકૂર સાહેબ, જો તમારા ઉપર તેઓ હાથ ઉગામે, તો તે અમારાથી સ્હેવાશે નહિ.

ધનંજય: પરંતુ, જેને મેં આ શરીર વેચી દીધું છે,

તેના ચરણમાં જો તે અર્પણ કરી દઉં તો તે તમારે સહન કરવું જોઇએ.

પહેલોઃ ઠીક, ચાલો ઠાકૂર, ચાલો આપણે જઇએ. જે ભાગ્યમાં લખ્યું હશે તે થશે.

ધનંજયઃ તમે બધા અહીં બેસો. સ્થળ નવીન છે, માટે આજુબાજુની ખબર લેતો આવું. [ જાય છે.

પહેલોઃ અલ્યાં, આ ઉત્તરકૂટના લોકોનો ચહેરો જોયો ? જાણે વિધાતાએ એક માંસનો મોટો લોચો લઇ તેમને રચવાનો આરંભ કર્યો, અને બાકીનું કામ પૂર્ણ કરવા માટે જાણે તેને ફુરસદ જ ન મળી.

બીજોઃ અને તેઓ કેવો તંગ પહેરવેશ પહેરે છે તે જોયો કે ?

ત્રીજોઃ તેઓ પોતાને એવા તંગ બાંધે છે, કે જાણે મલ્લનો લંગોટ ! તેમાંથી લગારે ગળવા પામે નહિ.

પહેલોઃ તેઓ મજૂરી કરવા જ જન્મ્યા છે. સાત ઘાટનું જળ પીવું, ને સત્તર હાટે રખડવું.

બીજોઃ તેમને કેળવણી યે મળી નથી. તેમનાં શાસ્ત્રોમાં શું છે ?

પહેલોઃ કાંઈ જ નહિ, કાંઇ જ નહિ. તેમની ચોપડીઓના અક્ષરો જાણે ધોળી કીડીઓની હારો.

બીજોઃ ખરેખર, ધોળી કીડીઓ જ. તેમની વિદ્યા જેને વળગે તેને ખોતરી ખોતરીને ટુકડા કરી નાંખે.

ત્રીજોઃ અને માટીનો ઢગલો ભેગો કરી દે. તેમનાં અસ્ત્રો પ્રાણ કાઢી નાંખે, તેમની ચોપડીઓ મન ખરાબ કરી નાંખે.

બીજોઃ પાપ, પાપ! આપણા ગુરૂ કહે છે કે તેમની છાયા ઓળંગવી એ પણ પાપ છે. તને ખબર છે? શા માટે?

ત્રીજોઃ કેમ? કહે જોઈએ?

બીજોઃ ખબર નથી? સમુદ્રમંથન પછી દેવોને અમૃત-પાન કરાવતી વખતે જે સુધાબિંદુઓ માટીમાં ગર્યાં હતાં, તે માટીમાંથી આપણા પૂર્વજોનાં શરીરો ઘડવામાં આવ્યાં હતાં; અને દેવતાનાં ઉચ્છિષ્ટ પાત્રો ચાટી ચાટીને દૈત્યોએ તે ખાઈમાં ફેંકી દીધાં. તે પાત્રોનાં ભાંગેલાં ઠીકરાંમાંથી ઉત્તરકૂટના લોકોના પૂર્વજોને ઘડવામાં આવ્યા. તેથી જ તેઓ આટલા કઠણ, પણ થૂ!—એટલા જ અપવિત્ર.

ત્રીજોઃ આ બધું તું ક્યાંથી શીખી લાવ્યો?

બીજોઃ એ બધું ગુરૂએ જાતે જ કહ્યું'તું.

ત્રીજોઃ (મસ્તક નમાવીને) ગુરૂજી, તમે સત્યની મૂર્તિ છો!

[ ઉત્તરકૂટના લોકોનું એક ટોળું પ્રવેશ કરે છે. ]

ઉત્તરકૂટનો નાગરિક પહેલોઃ બધું તો ઠીક પાર ઉતર્યું, પણ લવારના છોકરા વિભૂતિને રાજાજીએ એકદમ ક્ષત્રિય કોટિમાં મૂકી દીધો, એ તો—

ઉત્તર૦ બીજોઃ એ બધી ચર્ચા ઘેર કરીશું. ઘેર જઈને એબધી વાતનો નિર્ણય લાવીશું. હમણાં તો એટલું બોલો "જે, યંત્રરાજ વિભૂતિની જે!"

ઉત્તર૦ ત્રીજો: જેણે વૈશ્યનાં યંત્રો અને ક્ષત્રિયનાં અસ્ત્રોનો મેળાપ કરાવ્યો છે તે યંત્રરાજ વિભૂતિનો જય થાઓ!

ઉત્તર૦ પહેલો: અરે ભાઈ! પેલા શિવતરાઇના માણસો લાગે છે.

ઉત્તર૦ બીજો: શી રીતે જાણ્યું?

ઉત્તર૦ પહેલો: તેમની કાનટોપી જોતો નથી? કેવા અદ્ભુત જણાય છે! જાણે તેમને માથે થાબડીને એમની ઉંચાઇ એકદમ જોરથી અટકાવી દીધી ન હોય!

ઉત્તર૦ બીજો: એ તો ઠીક, પણ એમણે કાનટોપી ક્યાંથી પસંદ કરી? શું તેઓ એમ ધારે છે કે કાન બનાવવામાં બ્રહ્માએ ભૂલ કરી છે?

ઉત્તર૦ પહેલો: બુદ્ધિ વેરાઈ ન જાય, માટે તેમણે કાન ઉપર બાંધ બાંધ્યો છે! (બધા હસે છે.)

ઉત્તર૦ ત્રીજો: એમ નહિ! ભૂલે ચૂકે તેમના મગજમાં બુદ્ધિ પેસી ન જાય તેટલા માટે! (હસે છે.)

ઉત્તર૦ પહેલો: તેમની પાછળ ઉત્તરકૂટનું કાન–આમળીયું ભૂત લાગ્યું હશે. (હસે છે.) અરે શિવતરાઇના બુઝરગો! કેમ ઉત્તર આપતા નથી? બોલતા ચાલતા નથી? તમને થયું છે શું?

ઉત્તર૦ ત્રીજો: જાણતા નથી કે આજે અમારો મહોત્સવ છે? બોલો 'યંત્રરાજ વિભૂતિકી જે!'

ઉત્તર૦ પહેલો: કેમ ચૂપ રહ્યા? તમારાં ગળાં શીડાઈ ગયાં છે? બોલો 'યંત્રરાજ વિભૂતિકી જે!'

ગણેશ: 'વિભૂતિકી જે' કેમ બોલો છો? તેણે શું કરી નાંખ્યું છે?

ઉત્તર૦ પહેલો: જુઓ તો ખરા, શું બોલે છે! 'તેણે શું કરી નાંખ્યું છે?' આવા મહાન સમાચાર હજુ સુધી તેના કાને પહોંચ્યા નથી! એ બધા કાનટોપીના જ પ્રતાપ છે!

ઉત્તર૦ ત્રીજો:. તેણે શું કર્યું છે? જો તમારી તરસ છીપાવવાનું પાણી તેના હાથમાં છે; જો તેની મરજીમાં આવે તો તમને દુકાળનાં હેડકાંની માફક સૂકાવીને મારી નાંખે!

શિવ૦ બીજો: તરસ છીપાવવાનું પાણી વિભૂતિના હાથમાં! શું તે બળપૂર્વક એકદમ દેવતા બની ગયો છે?

ઉત્તર૦ બીજો: દેવતાને તેણે રજા આપી છે, ને દેવતાનો અધિકાર પોતાના હાથમાં લીધો છે.

શિવ૦ પહેલો: દેવતાનો અધિકાર? ત્યારે તેના કામનો એકાદ નમૂનો જોવો જોઇએ.

ઉત્તર૦ પહેલો: આ રહ્યો, મુક્તધારાનો બાંધ.

[ શિવતરાઇના લોકો ખડખડ હસે છે.

ઉત્તર૦ પહેલો: શું એ તમને મશ્કરી લાગે છે?

ગણેશ: મશ્કરી નહિ તો બીજું શું? જે ભૈરવ મહારાજે સ્વહસ્તે અમને આપ્યું છે તે લઇ લેવાની એક લવારના છોકરામાં શક્તિ છે?

ઉત્તર૦ પહેલો: તારી આંખો વડે જ જોને, પેલું આકાશમાં શું દેખાય છે ?

શિવ૦ પહેલો: બાપ રે! એ શું હશે ?

શિવ૦ બીજો: જાણે એક મોટું મસ્ત લોઢાનું તીડ આકાશને મારવા જાય છે.

ઉત્તર૦ પહેલો: એ લોઢાનું તીડ પોતાની ટાંગ વડે તમારૂં પાણી અટકાવવાનું છે.

ગણેશ: એ બધાં બણગાં ફુંકવાં રહેવા દો. કાલે ઉઠી તમે કહેશો કે એ તમારો લુહારનો છોકરો પેલા લોઢાના તીડની પાંખ પર બેસીને ચંદ્રને પકડવા જાય છે!

ઉત્તર૦ પહેલો: જુઓ, એ કાનટોપીનો ગુણ! સાંભળે છે છતાં સાંભળતા નથી, અને તેથી તેઓ મરી જાય છે!

શિવ૦ પહેલો: અમે મરવાની પણ ના કહીએ છીએ.

ઉત્તર૦ ત્રીજો: બહુ સારૂં. પણ તને બચાવે છે કોણ ?

ગણેશ: અમારા દેવતાને તમે જોયો નથી ? પ્રત્યક્ષ દેવતા ? અમારો ધનંજય ઠાકૂર ? તેમનું એક કલેવર મંદિરમાં છે અને એક બહાર છે.

ઉત્તર૦ ત્રીજો: કાનટોપીઓ શું બોલે છે ? મરણને કોઈ અટકાવતું નથી. [ ઉત્તરકૂટના લોકો જાય છે.

[ ધનંજય પ્રવેશ કરે છે. ]

ધનંજય: અરે મૂર્ખાઓ! તમે શું બકો છો ? તમને બચાવવાનો ભાર મારા ઉપર છે ? ત્યારે તો તમે સાત વાર મરીને ભૂત થશો.

ગણેશઃ ઉત્તરકૂટના પેલા લોકો અમને કહી ગયા કે વિભૂતિએ મુક્તધારાને બાંધ બાંધ્યો છે.

ધનંજયઃ 'બાંધ બાંધ્યો છે' એમ કહ્યું?

ગણેશઃ હા, ઠાકૂર.

ધનંજયઃ હું ધારૂં છું કે એની બધી વાત તો તમે સાંભળી લીધી હશે?

ગણેશઃ એ શું સાંભળવાની વાત છે? અમે તો હસીને ઉડાવી દીધી.

ધનંજયઃ તમે બધાએ તમારા કાન મારે હવાલે કરી દીધો! છે તેથી તમારે સાંભળવાની બધી વાત મારે સાંભળવી પડશે!

શિવ૦ ત્રીજોઃ ઠાકૂર, તેમાં સાંભળવાનું શું છે?

ધનંજયઃ 'શું છે?' એમ કહે છે? જે દુરન્ત શક્તિ છે–પછી તે શક્તિ અંદર હોય કે બહાર હોય–તેને બાંધ બાંધવો એ શું નાની સુની વાત છે!

ગણેશઃ ઠાકૂર! તેઓ કહે છે કે તમારૂં પીવાનું પાણી અટકાવી દીધું છે.

ધનંજયઃ એ વળી એક બીજી જ વાત. એ વાત ભૈરવ સહન કરી સ્હેશે નહિ. તમે બધા બેસો, હું તપાસ કરી આવું. જગત્ વાણીમય છે; અને જે દિશાએ તમે સાંભળવાનું બંધ કરશો, તે દિશાએથી તમને મરણનાં બાણ વાગશે.

[ ધનંજય જાય છે.

[ શિવતરાઇનો એક નાગરિક પ્રવેશ કરે છે. ]

શિવ૦ ત્રીજો: એ કોણ વિસન છે કે ? કેમ કાંઇ સમાચાર ?

વિસન: રાજાએ યુવરાજને શિવતરાઇમાંથી પાછા બોલાવી લીધા છે. કહે છે કે હવે તેમને ત્યાં રાખવાના નથી.

સઘળા: એમ બને જ નહિ. બીલકુલ અશક્ય.

વિસન: તમે શું કરશો ?

સઘળા: પાછા લઇ આવીએ.

વિસન: કેવી રીતે ?

સઘળા: જોર કરીને.

વિસન: રાજા આગળ તમારૂં ચાલશે ?

સઘળા: અમે રાજાને માનતા નથી.

[ રણજિત્ અને મંત્રી પ્રવેશ કરે છે. ]

રણજિત્: કોને માનતા નથી ?

સઘળા: રાજાજી, પ્રણામ.

ગણેશ: આપની પાસે અરજ ગુજારવા આવ્યા છીએ.

રણજિત્: શેની અરજ ?

સઘળા: અમે યુવરાજને લેવા આવ્યા છીએ.

રણજિત્: એમ કે ?

પહેલો: હા, યુવરાજને શિવતરાઈમાં લઈ જવા છે.

રણજિત્: અને પછી ઉન્મત્ત બની જઇ કર આપવાનું ભૂલી જવું છે ?

સઘળા: પણ, બાપજી, ખોરાક વિના અમે ભૂખે મરી જઇએ છીએ તે ?

રણુજિત્: તમારો સરદાર ક્યાં છે ?

બીજો: (ગણેશને બતાવીને) આ ગણેશ અમારો સરદાર છે.

રણુજિત્: એ નહિ. તમારો વૈરાગી ?

ગણેશ: પેલા આવે.

[ ધનંજય પ્રવેશ કરે છે. ]

રણુજિત્: તમે આ સમસ્ત પ્રજાને ચકડોળે ચઢાવો છો કે ?

ધનંજય: બધાને તો ખરૂં, મારી જાતને પણ.

( ગાયન )

અમ ગામ કેરી પ્રત્યેક પોળે
ઉત્તેજના દેતો કોણ ફરે છે ?
નભસ્તલે કેવો વાયુ
કર્ણપટે મધુર સૂર ફૂંકી રહ્યો છે !
વેળા ચાલી, વહી ગઇ
પાગળ શા ખેલ ખેલી રહ્યો !
હૃદય અમ આકુળ કરે,
શોધ્યો ક્યાં જડે છે એ ?
પર્વત અરણ્ય ભમી ભમી
હતાશ થઈ રડી મરીએ !

રણુજિત્: એમ ગાંડપણુ કરે પાલવે એમ નથી. કર ભરવો છે કે નહિ ?

ધનંજય: ના, મહારાજ, કર ભરવો નથી.

રણુજિત્: ભરવો નથી ? બહુ ઉદ્ધતપણે બોલે છે.

ધનંજય: જે ભાગ આપનો નથી તે અમે આપને આપી શકતા નથી.

રણજિત: મારો નહિ ?

ધનંજય: અમારા ખપ કરતાં વધારાનો ભાગ આપનો છે. ભૂખનો ભાગ આપનો નથી.

રણજિત: તમે જ લોકોને અટકાવીને કર ભરવા દેતા નથી ?

ધનંજય: તેઓ તો ભયના માર્યા નમી પડવાને તૈયાર છે. હું તેમને અટકાવીને કહું છું કે 'જેણે તમને પ્રાણ આપ્યો છે તેને પ્રાણ સમર્પણ કરો.'

રણજિત: તમે તેમને વિશ્વાસ અને હિંમત આપીને તેમના ભયને દાબી રાખો છો. પરંતુ જ્યારે તે વિશ્વાસમાં એક ખૂણે ફાટ પડશે, ત્યારે તળે રહેલો ભય બમણા જોરથી બહાર નીકળશે. ત્યારે તેઓ સઘળા નષ્ટ થઈ જશે. જુઓ, વૈરાગી, તમારા કપાળે દુઃખ લખેલું છે.

ધનંજય: જે દુઃખ કપાળે લખેલું છે તે હું હૃદયમાં લઇ ગયો છું, જ્યાં દુઃખથી પર પુરૂષ વાસ કરે છે.

રણજિત: (લોકો તરફ) હું તમને હુકમ કરૂં છું કે તમે બધા પાછા શિવતરાઇમાં ચાલ્યા જાઓ; અને વૈરાગી, તમે અહીં જ રહેજો.

સઘળા: જ્યાં સુધી અમારા દેહમાં પ્રાણ છે, ત્યાં સુધી એમ બનશે નહિ.

ધનંજય: (ગાયન)

'રહો' કહ્યે કોણ રાખી શકે ?
આદેશ, મહારાજ, ક્યારે ફળશે ?
ભાઇ, તાણાતાણી ટકતીં નથી,
રહેવાનું જેને તે જ રહી શકે !

રાજાજી, કોઇ જોર જુલમથી રાખી શક્તું નથી. નૈસર્ગિક રીતે જેનામાં રાખવાની શક્તિ હોય છે, તે જ રાખી શકે છે.

રણજિત્: એટલે ?

ધનંજય: જે સર્વ આપી શકે છે, તે સર્વ રાખી શકે છે. જે લોભથી રાખવામાં આવે છે તે ચોરીનો માલ છે, એ ટકી શકતો નથી.

યથેચ્છ આપ કરી શકો છો,
જોર કરી રાખો, મારો.
જેના દેહે દુઃખ થાય,
સહ્ય કરે, એક જ ગતિ !

રાજાજી, જે તમે જોર જુલમથી લો છો એ તમારૂં જ છે એમ માનવામાં તમે ભુલ કરો છો. જે તમે છૂટું મૂકી દો છો તે તમને મળે છે. જેને તમે મૂઠીમાં પકડવા જાઓ છો તે છટકી જાય છે એ તમે જોઈ શકશો.

'જગત્ નાચે અમ ઈચ્છા પરે,'
મને આપ ધારી લો છો.

નયન ખોલી દેખી શકો,
થાતું નથી જે થાવું જોઇએ.

રણુજિત: મંત્રી, વૈરાગીને અહીં જાપતામાં રાખજો.

મંત્રી: મહારાજ—

રણુજિત: મારો હુકમ તમને પસંદ પડયો લાગતો નથી.

મંત્રી: શિક્ષાનું એક ભયંકર યંત્ર તૈયાર થયું છે. તેના ઉપર ભય ચડાવવાથી સર્વ ભાગી જશે.

લોકો: આ અમારાથી સહ્ય થતું નથી.

ધનંજય: જાઓ, હું કહું છું કે પાછા ચાલ્યા જાઓ.

પહેલો: ઠાકૂર, યુવરાજ પણ અમારી પાસેથી ગયા છે. એ તમે સાંભળ્યું ને ?

બીજો: જો આમ તમે બંન્ને જતા રહેશો, તો અમે કોના જોર ઉપર ઝઝૂમીશું ?

ધનંજય: શું મારા જ જોર ઉપર તમારૂં જોર આધાર રાખે છે? જો તમે એમ બોલશો તો તમે મને બીલકુલ દુર્બળ બનાવી દો છો.

ગણેશ: એમ બોલી અમને ફેંકી દેશો માં. અમારૂં બધાનું જોર આપના ઉપર જ છે.

ધનંજય: ત્યારે તો હું હારી ગયો. મને હવે છોડી દો.

સઘળા: કેમ, ઠાકૂર ?

ધનંજય: મને મેળવીને તમે પોતાની જાતને હારી જાઓ છો ! આટલી ભયંકર હાનિ પૂરી કરવા જેટલી મારામાં શક્તિ નથી. મને ઘણી શરમ આવે છે !

પહેલો: ઠાકૂર, એમ શું બોલો છો? તમે જે કરવાનું ફરમાવશો તે કરવાને અમે તૈયાર છીએ.

ધનંજય: મને છોડીને તમે ચાલ્યા જાઓ, એ જ.

બીજો: અમે ચાલ્યા જઈને શું કરીશું? પણ તમે અમને છોડવાને શકિતમાન છો? શું તમે અમને ચહાતા નથી?

ધનંજય: તમને ચાહીને મારા પ્રેમથી ગુંગળાવી નાંખવા, તે કરતાં તમને ચાહીને છૂટા રાખવા એ શ્રેયસ્કર છે. બસ, હવે કાંઈ વિશેષ બોલ્યા વિના ચાલ્યા જાઓ.

સઘળા: બહુ સારૂં, ઠાકૂર! આ અમે ચાલ્યા, પણ–

ધનંજય: પણ બણ કાંઈ નહિ. એકવાર નિષ્પણ થઈને જાઓ, ઉંચું માથું રાખીને.

સઘળા: ઠીક, ત્યારે આ ચાલ્યા. [ધીમે ધીમે જાય છે.

ધનંજય: આ ચાલ્યા કહેવાતું હશે? ઝડપથી જાઓ.

ગણેશ: અમે તો આ ચાલ્યા, પણ અમારાં બળબુદ્ધિ આ ઠેકાણે પડયાં રહેશે. [જાય છે.

રણજિત્: કેમ શાંત બેઠા છો, વૈરાગી! શું વિચાર કરો છો?

ધનંજય: રાજા, વિચાર કરૂંછું.

રણજિત્: શેનો વિચાર?

ધનંજય: હું વિચાર કરૂં છું કે તમારો ચંડપાળ માર મારીને જે કરી શકયો નથી, તે જ હું કરી બેઠો છું. હું અત્યાર સુધી એમ ધારતો હતો કે હું તેમની શક્તિ અને

બુદ્ધિ વધારી રહ્યો છું, પણ આજ મારે મોંઢેથી કહેવું પડે છે કે મ્હેંજ તેમની શક્તિ અને બુદ્ધિ હરણ કરી લીધી છે.

રણજિત્: એમ કેમ બન્યું?

ધનંજય: જેમ જેમ મ્હેં તેમને વિશેષ ઉત્તેજના આપી, તેમ તેમ તેઓ કાચા પડતા ગયા. તેમનું ઋણ ઘણું બાકી છે. ખાલી દોડધામ કરવાથી કાંઈ ઋણ વળી જતું નથી.– તેઓ મને બ્રહ્મા કરતાં પણ મોટો માને છે, તેઓ મનમાં એમ ગાંઠ વાળી બેઠા છે કે તેમનું સઘળું ઋણ હું જ ચૂકતે કરી ફેંસલો લાવી દઈશ. તેઓ આંખો મીંચીને મારી પાછળ વળગી રહ્યા છે.

રણજિત્: તેઓ તો તમને દેવતા તરીકે માને છે.

ધનંજય: તેથી જ, તેઓ મારા સુધી આવીને અટકી ગયા, ને સાચા દેવતા સુધી પહોંચી શક્યા નહિ. જે અંદર રહી તેમને દોરી શકયો હોત તેને મ્હેં બહાર રહી અટકાવી દીધો છે!

રણજિત્: જ્યારે તેઓ રાજાનો કર ભરવા આવતા ત્યારે તમે તેમને અટકાવતા, પણ જ્યારે દેવતાને અર્પણ કરવાની પૂજા તમારા પગમાં આવીને પડે છે ત્યારે તમને લાગતું નથી?

ધનંજય: બાપ રે! કેમ ન લાગે? જાણે હું જમીનમાં ઉતરી જાઉં એમ મને લાગતું. મને પૂજા અર્પણ કરીને તેઓ અંતઃકરણમાં દેવાળીયા થતા ચાલ્યા છે. જે ઋણ તેમણે મારી પાસે ભર્યું છે, તે કાંઈ દેવતા છોડવાનો નથી.

રણુજિત્: ત્યારે હવે તમારૂં કર્તવ્ય શું છે ?

ધનંજય: તેમનાથી અલગ રહેવું. તેમને પાકા બનાવતાં જો મ્હેં તેમના સ્વતંત્ર મનને બાંધ બાંધ્યો છે, તો ભગવાન ભૈરવ તમારા વિભૂતિની અને મારી એક સાથે ખબર લઇ નાંખશે.

રણુજિત્: ત્યારે વાર શા માટે કરો છો ? ચાલતા કેમ નથી ?

ધનંજય: જો હું તેમનાથી અલગ થઇ ચાલ્યો જાઉં, તો તેઓ ઉત્તેજિત થઈ તમારા ચંડપાલ ઉપર ચઢાઇ કરી તોફાન મચાવી મૂકે. તેથી, તેમને ઉત્તેજિત કરવા માટે મને શિક્ષા ન મળતાં, તેમના માથા ઉપર આવી પડે. આ વિચારથી હું ચાલી જતો નથી.

રણુજિત્: જો તમારી મેળે ચાલી શકતા ન હો, તો હું જ તમને ચલાવું છું. ઉદ્ધવ, વૈરાગીને આ તંબુમાં કેદ કરી રાખો.

ધનંજય: (ગાયન)

તારી સાંકળ મને વિકળ કરે ?
ના; તારા મારે મર્મ મરે નહિ.
હૃદય મધ્યે વિરાજમાન જે
તેણે પરવાનો અર્પણ કર્યો છે,
તું કેમ કરી મને પકડી રાખે ?
અદશ્ય મારા માર્ગ તણો

પરિચય તારા પહેરેગીરને ક્યાં ?
તેના દ્વારે હું તો આવી પહોંચ્યો.
સ્થૂળ બંધન બંધન ન્હોય,
તારો ભય ભય ન્હોય.

[ ધનંજયને લઇ ઉદ્ધવ જાય છે.

રણજિત્: મંત્રી, બંદીખાનામાં અભિજિત્‌ને મળીને આવો. જો તે પોતાનાં કર્યાં કર્મ માટે પશ્ચાત્તાપ કરતો હોય, તો—

મંત્રી: મહારાજ, જો આપ જાતે જ એક વાર—

રણજિત્: ના ના. એ રાજ્યવિદ્રોહી છે. જ્યાં સુધી તે અપરાધ સ્વીકાર કરે નહિ, ત્યાં સુધી મારે તેનું મુખ જોવું નથી. હું મહેલમાં જાઉં છું, ત્યાં મને સમાચાર કહેવડાવજો.

[ રાજા જાય છે.

[ ભૈરવપંથીઓ પ્રવેશ કરે છે. ]

( ગાયન )

तिमिर-हृद्‌विदारण ज्वलदग्नि-निदारुण,
मरुश्मशान-सञ्चर !
शङ्कर शङ्कर !
वज्रघोष-वाणी, रुद्र शूलपाणि,
मृत्युसिन्धु-सन्तर,
शङ्कर शङ्कर ! [ જાય છે.

[ ઉદ્ધવ પ્રવેશ કરે છે ]

ઉદ્ધવ: એ શું ? યુવરાજ તરફ નજરે નાખ્યા વિના મહારાજ ચાલ્યા ગયા !

મંત્રીઃ તેને મળવાથી કદાચ મહારાજનો નિશ્ચય મોળો પડે એ તેમને ભય હશેઃ આટલો વખત વૈરાગી સાથે વાત લંબાવ્યાથી તેમનું મન પણ ઢચુપચુ થઈ ગયું. તંબુમાં જવું અગર તંબુ છોડીને જવું એનો તેઓ નિશ્ચય કરી શક્યા નહિ....ચાલ હું યુવરાજને મળી આવું. [જાય છે.

[એ સ્ત્રીઓ પ્રવેશ કરે છે.]

પહેલીઃ માશી, હમણાં પેલા બધા કેમ ગુસ્સે થઇ ગયા છે? યુવરાજે અન્યાય કર્યો છે એમ કેમ કહે છે?—હું એ સમજી શકતી નથી, તેમ સહુને કરી શકતી નથી.

બીજીઃ ઉત્તરકૂટની છોકરી થઇને કેમ સમજી શકતી નથી? તેણે નન્દીસંકટનો રસ્તો ખુલ્લો કરી દીધો છે.

પહેલીઃ તેમાં શો અપરાધ થયો એ હું સમજી શકતી નથી. પણ યુવરાજ અન્યાય કરે છે એ બાબતમાં હું કોઇ ઉપર વિશ્વાસ રાખી શકતી નથી.

બીજીઃ તું હજી છોકરી છે. અનેક સંકટ વેઠીશ ત્યારે તને એક દિવસ ખબર પડશે કે જે લોકો બહારથી ભોળા દેખાય છે, તેમને માટે શંકા લાવવાની જરૂર છે.

પહેલીઃ પણ તમારે યુવરાજના વિષયમાં શો સંદેહ છે?

બીજીઃ બધા કહે છે કે તેણે શિવતરાઇના લોકોને વશ કરી લીધા છે; અને હવે તે ઉત્તરકૂટની ગાદી જીતી લેવા મથે છે,—

પહેલીઃ તેને ગાદીની શી દરકાર પડી છે? તેણે તો સર્વનાં હૃદય જીતી લીધાં છે. જેઓ તેની નિન્દા કરે છે

તેમનો વિશ્વાસ કરવો, અને યુવરાજ ઉપર સંદેહ લાવવો!

બીજીઃ ચૂપ રહે, ચેલકી. આવા શબ્દો તારા મ્હોંમાં શોભતા નથી. આખો દેશ જેને નિન્દે છે, તેને તું એકદમ--

પહેલીઃ હું આખા દેશના લોકો આગળ ગાજી બજાવીને એમ કહું કે—

બીજીઃ ચૂપ, ચૂપ—

પહેલીઃ કેમ ચૂપ? મારી આંખ ફાડી, આંસુ બહાર નીકળવા પ્રયત્ન કરે છે. સર્વ કરતાં અધિક વિશ્વાસ હું યુવરાજ ઉપર રાખું છું એ વાત જાહેર કરવા માટે હું બનતો પ્રયાસ કરીશ. આ મારા લાંબા વાળ ભૈરવને ચઢાવવાની માનતા માનીશ, અને નિવેદન કરીશ કે 'દેવ, આપ જણાવી દો કે યુવરાજનો જય છે, અને તેની નિન્દા કરનાર સર્વ જૂઠા છે.'

બીજીઃ ચૂપ, ચૂપ, ચૂપ. કોઇ સાંભળશે, તો વળી ઉપાધિ થઇ પડશે. [ બન્ને જાય છે.

[ ઉત્તરકૂટના નાગરિકોનું એક ટોળું પ્રવેશ કરે છે. ]

પહેલોઃ જરા પણ ડર્યા વિના ચાલો આપણે રાજાની પાસે જઇએ.

બીજોઃ તેનું ફળ શું આવવાનું? યુવરાજ એ રાજાના ગળાનો હાર છે. એનો અપરાધ તેમના મનમાં આવશે નહિ. ઉલટા આપણા ઉપર ગુસ્સે થશે.

પહેલોઃ ભલેને ગુસ્સે થાય. માથામાં વાગે એવી ચોખ્ખી વાત આપણે પરખાવી દઇશું.

ત્રીજો: યુવરાજ આપણા તરફ કેટલો બધો પ્રેમ રાખતા હતા! પણ આખરે આ જ પરિણામ? શું એકદમ તેમના મનમાં ઉત્તરફૂટ કરતાં શિવતરાઇ મોટું થઈ ગયું?

બીજો: ભાઈ, જો એમ જ થશે, તો પૃથ્વી ઉપર ધર્મ જ ક્યાં રહ્યો?

ત્રીજો: ઉપર ઉપરથી જોઇને કોઈના પર વિશ્વાસ રાખવો યોગ્ય નથી.

પહેલો: જો રાજા તેને શિક્ષા નહિ કરે તો આપણે જાતે કરીશું.

બીજો: શું કરશો?

પહેલો: તે આ દેશમાં રહી શકશે નહિ. જે રસ્તો તેણે ખુલ્લો કર્યો છે તે જ રસ્તે તેને કઢાવી મૂકવો.

ત્રીજો: પણ ચબૂયા ગામમાં લોકો કહે છે કે હાલમાં યુવરાજ શિવતરાઇમાં યે નથી તેમ રાજાના મહેલમાં યે નથી.

પહેલો: બસ નક્કી, રાજાએ તેને કોઈક ઠેકાણે છૂપાવ્યો છે.

ત્રીજો: છૂપાવ્યો છે! જો તેમ હોય તો રાજમહેલની દિવાલ તોડી પાડી તેને બહાર ખેંચી કાઢીએ.

પહેલો: અરે, મહેલને આગ લગાડી દઇએ.

[ મંત્રી અને ઉદ્ધવ પ્રવેશ કરે છે. ]

મંત્રી: શું છે?

પહેલો: સંતાકૂકડી રમે નહિ ચાલે. કાઢો યુવરાજને બહાર.

મંત્રી: અરે બાપુ! યુવરાજને બહાર કાઢનાર હું કોણ?

બીજો: પણ તમારી જ સલાહથી ને? એ નહિ ચાલે. અમે જાતે તેને બહાર ખેંચી લાવીશું.

મંત્રી: ઠીક, ત્યારે લો આ રાજ્ય તમારા હાથમાં, અને બંદીખાનામાંથી તેને છોડાવી લાવો.

ત્રીજો: બંદીખાનામાંથી ?

મંત્રી: હા, મહારાજે તેને કેદ કર્યો છે.

સઘળા: બોલો મહારાજની જે! ઉત્તરકૂટની જે!

બીજો: અરે, ચાલો બધા બંદીખાને ત્યાં જઈને—

મંત્રી: ત્યાં જઇને શું કરશો ?

બીજો: વિભૂતિના ઉતરેલા હારમાંથી ફૂલ કાઢી લઈ તેની માળા બનાવી યુવરાજને ગળે પહેરાવીશું.

ત્રીજો: ગળે શું, હાથે ચે. બાંધ બાંધનારની ઉચ્છિષ્ટ માળાઓ રસ્તો પાડનારના હાથે.

મંત્રી: યુવરાજે રસ્તો પાડયો તેને તમે અપરાધ કહો છો, પણ તમે આ રાજ્યની વ્યવસ્થામાં ભંગ પાડો છો એ અપરાધ નહિ કે?

બીજો: આહા! એ તો જુદી જ વાત છે. પણ ધારો કે વ્યવસ્થા તોડી તો શું?

મંત્રી: જો તમને પગ તળેની માટી પસંદ ના પડે, તો અદ્ધર ઉડો. ત્યાં પણ તમને પસંદ પડવાનું તો નથી, એ મારી ખાત્રી છે. એક વાર આગળની વ્યવસ્થા તૈયાર કરીને, પાછલી વ્યવસ્થા તોડો.

ત્રીજો: ઠીક. ચાલો રાજમહેલ પાસે જઈને મહારાજનો જયધ્વનિ પોકારીએ.

પહેલો: જુઓ, ભાઈઓ! સૂરજ આથમણો થયો છે, ને આકાશ કાળું ઠણુક પડતું જાય છે. પણ વિભૂતિના યંત્રનું શિખર કેવું ચળકાટ મારી રહ્યું છે! જાણે દારૂ પીને લાલચોળ ન બન્યું હોય!

બીજો: અને ભૈરવમંદિરના ત્રિશૂળ ઉપર આથમતા સૂરજનું તેજ કેવું પડે છે! બસ, કેવું દેખાય છે!

[ જાય છે.

મંત્રી: મહારાજે યુવરાજને આ તંબુમાં કેદ કરવાનો શા માટે હુકમ કર્યો તેનું રહસ્ય હવે મને સમજાયું.

ઉદ્ધવ: શું?

મંત્રી: પ્રજાના પંજામાંથી તેને બચાવવા માટે. પણ સ્થિતિ ભયંકર જણાય છે. લોકોનો આવેશ વધતો જાય છે.

[ સંજય પ્રવેશ કરે છે. ]

સંજય: મહારાજના આગળ આગ્રહ બતાવવાનું સાહસ હું કરી શક્યો નહિ. તેમ કરવાથી તેમનો સંકલ્પ વિશેષ દૃઢ થતો જાય.

મંત્રી: રાજકુમાર, શાંતિ રાખો. આ ગુંચવાડામાં એક આંટી વધારે નાંખો નહિ.

સંજય: વિદ્રોહ કરીને હું પણ કેદ થવા માગું છું.

મંત્રી: તેના કરતાં છૂટા રહીને યુવરાજને છોડાવવાનો પ્રયત્ન કરોને.

સંજયઃ એટલા માટે તો હું પ્રજાને મળ્યો. યુવરાજ તરફ તેમનો પ્રેમ પોતાના પ્રાણ કરતાં પણ અધિક છે,— યુવરાજનું બંધન તેઓ સહન કરી શકતા નથી. પરંતુ, જ્યારે તેમને નન્દીસંકટની ખબર પડી કે તેઓ એકદમ ઉશ્કેરાઈ ગયા.

મંત્રીઃ ત્યારે તો તમારે સમજવું જોઇએ કે યુવરાજને બંદીખાનામાં રાખવા એ સુરક્ષિત છે.

સંજયઃ હું હંમેશનો તેમનો અનુયાયી છું. બંદીખાનામાં પણ મને તેમની પાછળ જવાદો.

મંત્રીઃ તેથી શું ફાયદો થવાનો છે ?

સંજયઃ પૃથ્વી પર દરેક મનુષ્ય અર્ધ મનુષ્ય છે. જ્યારે તે બીજાં કોઈક સાથે મળે છે ત્યારે તે સંપૂર્ણ મનુષ્ય બને છે. મારૂં ઐક્ય યુવરાજ સાથે થયું છે.

મંત્રીઃ રાજકુમાર, તમારી એ વાત હું માન્ય રાખું છું. પરંતુ જ્યાં એ ઐક્ય સત્ય થયું છે, ત્યાં તેની પાછળ પાછળ ફરવાની જરૂર રહેતી નથી. આકાશના મેઘ અને સમુદ્રનું જળ, ઉભય અત્યંત દૂર હોવા છતાં, વસ્તુતઃ એક જ છે. આજ જે સ્થળે યુવરાજનો દેહ ઉપસ્થિત નથી, તે સ્થળે તે તમારા દ્વારા પ્રકાશ પાડી શકે છે.

સંજયઃ પ્રધાનજી, આ શબ્દો તમારા પોતાના હોય એમ લાગતું નથી; તે તો યુવરાજના પોતાના જ છે.

મંત્રીઃ તેમના શબ્દો આ સ્થળમાં સઘળે વ્યાપી રહ્યા છે. આપણે તે શબ્દોનો ઉપયોગ કરીએ છીએ, પણ ભૂલી જઇએ છીએ કે એ તેમના છે કે આપણા.

સંજયઃ ઠીક મને આ વાત સંભારી આપી. દૂર રહીને હું તેમનું જ કાર્ય કરીશ. ચાલ મહારાજની પાસે જાઉં.

મંત્રીઃ શા માટે ?

સંજયઃ શિવતરાઇનો અમલ મને સોંપવા માટે હું તેમને વિનંતિ કરીશ.

મંત્રીઃ સમય બહુ બારીક છે, માટે—

સંજયઃ માટે જ આ સમય ઉપયોગી છે.

[ બંન્ને જાય છે.

[ વિશ્વજિત્ પ્રવેશ કરે છે. ]

વિશ્વજિત્ઃ એ કોણ ? ઉદ્ધવ છે કે ?

ઉદ્ધવઃ જી, હા, કાકા સાહેબ.

વિશ્વજિતઃ હું સંધ્યા થવાની વાટ જોતો હતો. મારો પત્ર મળ્યો કે ?

ઉદ્ધવઃ જી, હા.

વિશ્વજિતઃ એ રીતે કાર્ય થશે ને ?

ઉદ્ધવઃ થોડી પળમાં જ ખબર પડશે. પણ—

વિશ્વજિતઃ મનમાં જરાયે સંશય લાવ નહિ. મહારાજ જાતે તેને મુક્તિ આપવાને તૈયાર નથી; પરંતુ જો કોઈ તેમનાથી

છૂપી રીતે કંઈક ઉપાય કરી તે કાર્ય સાધે, તો તે ખરેખર બચી જશે.

ઉદ્ધવ: પરંતુ જો કોઈ એ કામ કરે તેને તેઓ ક્ષમા આપશે નહિ.

વિશ્વજિત: મારી પાસે સૈનિકો છે. તે તને અને તારા પહેરેગીરોને પકડી લઈ જશે. જવાબદારી મારે માથે.

( પડદા પાછળથી )

આગ ! આગ !

ઉદ્ધવ: પેલી રહી ! બન્દીખાનાની પાસે આવેલા પાકશાળાના તંબુમાં આગ લાગી છે. બંન્ને બંદીઓને મુક્ત કરવાનો આ સારો પ્રસંગ આવ્યો છે. [ જાય છે.

[ કેટલીક વાર પછી અભિજિત્ પ્રવેશ કરે છે. ]

અભિજિત: એ કોણ કાકા સાહેબ પધાર્યા છે કે ?

વિશ્વજિત: તમને કેદ પકડવા આવ્યો છું. મોહનગઢ આવવું પડશે.

અભિજિત: આજ મને ક્રોધ કે સ્નેહ કોઇ પણ કેદ કરી રાખે તેમ નથી. તમે ધારતા હશો કે આ આગ તમે લગાડાવી છે. ના, એ આગ તો ગમે તેમ કરીને લાગત જ. આજ મને કેદમાં રહેવાનો અવકાશ નથી.

વિશ્વજિત: કેમ, ભાઈ, તારે એવું શું કાર્ય કરવાનું છે ?

અભિજિત: જન્મકાળનું ઋણ આજ પતાવવાનું છે. પ્રવાહનો માર્ગ અમારી પ્રથમ ધાત્રી; તેનું બંધન તોડવું છે.

વિશ્વજિત: તેને માટે હજુ ઘણો સમય છે, આજ નહિ.

અભિજિત: હું તો એટલુંજ જાણું છું કે સમય આજ ક્ષણે આવી પહોંચ્યો છે. ફરીથી સમય આવશે કે નહિ એ કોઈ જાણી શકતું નથી.

વિશ્વજિત: અમે પણ તારી સાથે આવીશું.

અભિજિત: ના, બધાને માટે એક જ કાર્ય હોતું નથી. જે કાર્ય મારા ઉપર આવી પડયું છે, તે મારા એકલાનું જ છે.

વિશ્વજિત: શિવતરાઇના તમારા ભક્ત લોકો તમને સાહાય્ય આપવા માટે વાટ જોઇ રહ્યા છે,—તેમને બોલાવવા નથી?

અભિજિત: જે 'હાક' મેં સાંભળી છે, તે જો તેમણે સાંભળી હોત તો તેઓ મારી વાટ જોવા રહ્યા હોત નહિ, મારી હાક તેમને ઉંધા રસ્તે લઇ જાય!

વિશ્વજિત: ભાઈ, અંધકાર થતો જાય છે.

અભિજિત: જે ઠેકાણેથી 'હાક' આવી છે, તે ઠેકાણેથી પ્રકાશ પણ આવશે.

વિશ્વજિત: તમને અટકાવવાની શક્તિ મારામાં નથી. તમે અંધકારમાં એકલા જાઓ છો તો હું તમને પ્રભુના હસ્તમાં સુપ્રત કરૂં છું. તમને એકલા વિદાય કરી મારે પાછા ફરવું પડશે! ભાઇ, જતાં જતાં એક આશ્વાસનની વાત કહેતો જા. કહેતો જા કે આપણે ફરીથી મળીશું.

અભિજિત: તમારી સાથે મારે કદી પણ વિયોગ થવાનો નથી, એટલી જ વાત ધ્યાનમાં રાખો.

[ બન્ને જૂદાજૂદા રસ્તે જાય છે.

[ ધનંજય પ્રવેશ કરે છે. ]

( ગાયન )

અગ્નિ, રે ભાઇ અગ્નિ !
તમ વિજયગાન ગાઇએ.
તમ બંધમોચન રક્તરંગી
મૂર્તિ આવી દેખી નહિ.
કોના ગાને મસ્ત થઇ
હસ્તલંબન કરો નભ સુધી ?
એક આનંદમય નૃત્ય અભય
બલિહારી જાઉં, ભાઈ.
જે દિન ભવયાત્રા પૂર્ણ થશે,
અર્ગલા આ છિન્ન થશે,
તે દિન હસ્તબંધન, પાદબંધન
બળી જળી ભસ્મ થશે.
તે દિન અંગ આ તમ અંગ સંગે
નાટ્ય રંગે નૃત્ય કરશે,
સર્વ દાહ દગ્ધ થઇ
સર્વ બલા નષ્ટ થશે.

[ બટુ પ્રવેશ કરે છે. ]

બટુ: ઠાકૂર, દિવસ તો આથમ્યો, અંધકાર શરૂ થયો.

ધનંજય: ભાઈ, આપણને બહારના પ્રકાશ ઉપર આધાર રાખવાની ટેવ પડી ગઇ છે, તેથી બહાર અંધકાર થતાં જ આપણે એકદમ આંધળા ભીત બની જઇએ છીએ.

બટુઃ હું ધારતો હતો કે ભૈરવનું નૃત્ય આજથી શરૂ થશે, પણ યંત્રરાજ વિભૂતિએ યંત્રથી તેમનાયે હાથ પગ બાંધી દીધા કે શું ?

ધનંજય: ભૈરવનું નૃત્ય શરૂ થાય ત્યારે તે કોઈની નજરે પડતું નથી; જ્યારે તે પૂર્ણ થવા આવે છે ત્યારે બધાને તેની ખબર પડે છે.

બટુઃ ધૈર્ય આપો, પ્રભુ ! ઘણો ભય લાગે છે:—જાગો, ભૈરવ, જાગો ! પ્રકાશ નષ્ટ થયો છે, માર્ગમાં અંધકાર છવાયો છે, કોઈ ઉત્તર આપતું નથી. મૃત્યુંજય ! ભયનો નાશ કરો ! જાગો, ભૈરવ, જાગો ! [ જાય છે.

[ ઉત્તરકૂટના નાગરિકોનું ટોળું પ્રવેશ કરે છે. ]

પહેલોઃ જૂઠી વાત ! તે બંદીખાનામાં નથી. તેને સંતાડી રાખ્યો છે !

બીજોઃ ચાલો આપણે શોધીયે, એને ક્યાં સંતાડી રાખ્યો છે.

ધનંજયઃ ના, ભાઇ, ના. એને કોઈ ઠેકાણે સંતાડી રાખી શકાય તેમ નથી. દિવાલ પડી જશે, દરવાજો ભાંગી જશે, દૂરના છૂપા ખુણામાં પણ પ્રકાશ પહોંચી જશે—કાંઇ પણ ગુપ્ત રહેશે નહિ.

પહેલોઃ એ કોણ બોલ્યું ? હું તો એકદમ ચમક્યો, મારી છાતી ધડકવા લાગી.

ત્રીજો: વાહ, ઠીક થયું. આપણે શિકાર તો શોધીયે છીએ. પકડો આ વૈરાગીને, ને બાંધો એને.

ધનંજય: જે પકડાઇને જ બેઠો છે, તેને પકડીને તમે શું કરવાના?

પહેલો: તમારૂં સાધુપણું શીકે રાખો. અમે એ કાંઇ માનતા બાનતા નથી.

ધનંજય: નાં માનો તો ઠીક. પ્રભુ જાતે તમને હાથ ઝાલીને મનાવશે. તમેં લોકો ભાગ્યવાન છો. હું કેટલાક અભાગીયાઓને ઓળખું છે, જેમણે આંખો મીચી પાછળ ચાલી ચાલીને ગુરૂને ખોઇ નાંખ્યા.

પહેલો: તેમના ગુરૂ કોણ?

ધનંજય: જેનાં હાથે તેઓ માર ખાય છે તે તેમના સાચા ગુરૂ.

પહેલો: જો એમ જ હોય, તો અમે તારા ઉપર ગુરૂપણું કેમ શરૂ ન કરીએ?

ધનંજય: વાહ તેમ કરો તો હું રાજી જ છું, ભાઈ. જુઓ હું બરોબર પાઠ આપું છું કે નહિ. ચાલો પરીક્ષા કરો.

બીજો: મને સંદેહ છે કે તું અમારા યુવરાજ સાથે કાંઇક ચાલાકી વાપરે છે.

ધનંજય: તમારા યુવરાજ તો મારા કરતાં યે ચાલાક છે, તે તો મારી સાથે ચાલાકી રમે છે.

બીજો: જુઓ, એના બોલવામાં કાંઈક ઊંડો ભેદ સમાયેલો છે. બેઉ જણા ભેગા મળીને કંઈક કૂડ રચે છે.

પહેલો: જો એમ ન હોય, તો આટલી રાતે અહીં શું કામ રખડતો ફરે ? હું ધારૂં છું કે એ યુવરાજને શિવતરાઇમાં નસાડી મૂકવાને પ્રયત્ન કરે છે. લાવો અહીંજ એને બાંધી રાખીયે. ત્યાર બાદ યુવરાજને શોધી કાઢી એની સાથે નિર્ણય કરી લઈશું. અરે કુંદન, એને બાંધ જોઇએ, દોરડું તો તારી પાસે જ છે.

કુંદન: લ્યો આ રહ્યું દોરડું. તમે જ એને બાંધોને.

બીજો: અરે રે! તું ઉત્તરકૂટનો માણસ છે? ચાલ લાવ; મને આપ દોરડું. ( બાંધતાં બાંધતાં ) કેમ રે! ગુરૂ શું બોલે છે?

ધનંજય: હા, હવે બરોબર બંધાયા; જલદી છૂટવાના નથી તો.

[ ભૈરવપન્થીઓ પ્રવેશ કરે છે. ]

( ગાયન )

तिमिर-हृद्विदारण
ज्वलदग्नि-निदारुण,
मरुश्मशान-सञ्चर,
शङ्कर शङ्कर ।
वज्रघोष-वाणी
रुद्र, शूलपाणि,
मृत्यु-सिन्धु-सन्तर
शङ्कर शङ्कर ।

[ જાય છે.

કુન્દનઃ જુઓ ! જેમ જેમ સંધ્યાનો પ્રકાશ આછો થતો જાય છે, તેમ તેમ આપણા. યંત્રનું શિખર કાળું પડતું જાય છે.

પહેલોઃ દિવસના વખતમાં એ સૂર્યની સાથે પલ્લો લેતું'તું, હવે રાત પડી એટલે રાતના અંધકાર સાથે ટક્કર લે છે. જાણે ભૂત જ જોઇ લ્યો !

કુન્દનઃ સમજાતું નથી કે વિભૂતિએ તેને શામાટે આવું બનાવ્યું હશે ! ઉત્તરકૂટમાં જે દિશાએ ફરીએ, તે દિશાએ તે દેખાયા વિના રહેતું જ નથી. એક ભયંકર ચીત્કારની માફક તે આકાશને ફાડી નાંખે છે !

[ ચોથો નાગરિક પ્રવેશ કરે છે. ]

ચોથોઃ મને ખબર પડી છે કે આમ્રકુંજની પાછળ, રાજાના તંબુમાં યુવરાજને રાખવામાં આવ્યો છે.

બીજોઃ બરોબર, હવે જાણ્યું. એટલા માટે જ વૈરાગી આ રસ્તા ઉપર ફર્યા કરે છે. એને બાંધેલો અહીં જ પડયો રહેવા દે. દરમ્યાનમાં ચાલો આપણે જોઈ આવીએ.

[ જાય છે.

ધનંજય ગાય છેઃ

શું ફક્ત બંધન પામે કર્તવ્ય ઇતિ ?<br>
હે મમ સદ્‌ગુણી આત્મા !<br>
સૂર ચઢાવેલી વીણા મારી<br>
નાદવિહીન મૂક રે'શે ?<br>
હે મમ સદ્‌ગુણી આત્મા !<br>
ત્યારે તો હાર તારી, હાર થઇ,

માત્ર તાર તાણ્યા એ જ સાર !
હે મમ સદ્ગુણી આત્મા !
હસ્ત તારો જરાય લાગે
સૂર જાગી રણકાર વાગે,
હે મમ સદ્ગુણી આત્મા !
નહિ તો, ધૂળે પડી લાજ લાગે.
[ નાગરિકો પુનઃ પ્રવેશ કરે છે. ]

પહેલોઃ અરે શું કહો છો ?

બીજોઃ કાકા મહારાજ યુવરાજને બધા પહેરેગીરો સાથે મોહનગઢ લઈ ગયા. એનો અર્થ શું ?

કુન્દનઃ એ ઉપરથી જણાય છે કે તેમની નસોમાં ઉત્તર-ફૂટનું લોહી વહે છે. મહારાજ પાસેથી યુવરાજને યોગ્ય શિક્ષા ન મળે એમ શંકા લાવી તેને કેદ કરીને તેઓ લઈ ગયા હશે.

પહેલોઃ વાહ, એ તો મોટો અન્યાય થયો, અત્યાચાર થયો. શું અમારા યુવરાજને અમે શિક્ષા નથી કરી શકતા?

બીજોઃ એનો યોગ્ય ઉપાય એટલો જ છે કે,—સમજ્યાને, મોટા ભાઇ ?—

પહેલોઃ હા, હા. તેમના પ્રદેશમાં જે સોનાની ખાણો છે.—

કુન્દનઃ અને ભાઇ, તેની પાસે બીજું કાંઇ ન હોય તોપણ તમે જાણોછો ને, કે તેને ત્યાં પચીસ હજાર ઢોર છે.

પહેલોઃ એ સઘળાં બહાર કાઢી ગણી લઇ જઇએ.—કેવો અન્યાય ! અસહ્ય અન્યાય !

ત્રીજો: વળી, તેની પાસે કેસરનાં ખેતરો છે, તેમાંથી તેને, નહિ નહિ તો, વાર્ષિક——

બીજો: હાં, હાં. બસ, એજ એનો દંડ. પણ હમણાં આ વૈરાગીને લઇને શું કરીશું ?

પહેલો: એને અહીં જ પડી રહેવા દો.

[ જાય છે.

ધનંજય ગાય છે:

ફેંકી રાખે શું એ પડ્યું રે'શે ? (હે મૂર્ખા!)
જે તેનું મૂલ્ય જાણે તે ઉપાડી લેશે.
અરે, કયું રતન છે આ, વિચારી જો.
શું એના ઉપર ધૂળ દાવો કરશે ?
એ હરાઇ ગયે, તેના ગળાનો હાર
ગાંઠણુ કરવો વ્યર્થ જશે.
એને શોધવું પડે છે એ જાણે જ છે ને ?
તેને માટે સર્વ દિશાએ દૂત દોડ્યા છે.
જેની સર્વે મળી અવહેલના કરી
હવે તેની કાળજી કરી દોડાદોડ કરે છે!
જેને તમે દુઃખ આપ્યું, તેની વ્યથા
શું એ દયાળુ હરદી સહન કરશે ?

[ કુન્દન પુનઃ પ્રવેશ કરે છે. ]

કુન્દન: ઠાકુર, તમારું બંધન મને છોડી નાંખવા દો,—કૃપા કરી ક્રોધ કરશો નહિ. પછી તમે ઘેર ચાલ્યા જાઓ. કોણ જાણે આજ રાત્રે—

ધનંજય: કોણ જાણે આજ રાત્રે કદાચ આદેશ મળે; એટલા માટે તો હું ઘેર જતો નથી.

કુન્દન: અહીં તમને આદેશ ક્યાંથી ?

ધનંજય: ઉત્સવના અંત ભાગમાં કદાચ આવે !

કુન્દન: તમે શિવતરાઈના માણસ થઈને ઉત્તરકૂટના—

ધનંજય: ભૈરવના ઉત્સવમાં હવે શિવતરાઈની જ આરતિ બાકી રહી છે.

[ પડદા પાછળથી ]

જાગો, ભૈરવ, જાગો !

કુન્દન: મને ઠીક લાગતું નથી, જાઉં છું.

[ બંન્ને જાય છે.

[ ઉત્તરકૂટના બે રાજદૂતો પ્રવેશ કરે છે. ]

પહેલો: હવે કઈ દિશામાં જવું છે ? નવસાનુમાં બકરાં ચરાવનારા ભરવાડો તો કહેતા'તા કે 'યુવરાજને આજ રસ્તે પશ્ચિમ દિશા તરફ એકલા જતા અમે દેખ્યા'તા.'

બીજો: આ જ રાતમાં તેમને શોધી કાઢવાનો મહારાજનો ખાસ હુકમ છે.

પહેલો: તેમને મોહનગઢ લઈ ગયા છે એવી વાત તો ઉડી છે. પણ પેલી અંબા ગાંડીના બોલવા ઉપરથી એમ સ્પષ્ટ સમજાય છે કે જેને એણે જોયો છે તે આપણા યુવરાજ જ હોવા જોઈએ,—અને તે આ જ રસ્તે ગયા છે.

બીજો: પણ અંધારી રાતે તે એકલા ક્યાં જશે એ જાણી શકાતું નથી.

પહેલો: દીવા વિના આપણે એક પગલું પણ આગળ ચાલી શકવાના નથી. ચાલો, કોટવાળની પાસેથી દીવો લઈ આવીએ. [ બંન્ને જાય છે. ]

[ એક પથિક પ્રવેશ કરે છે. ]

પથિક: (બૂમો પાડીને) અરે બુધન, ઓ બુધન! શંભુ, ઓ શંભુ! મોટી આફત આવી પડી. મને કહે 'તું આગળ જા, અમે ટુંકા રસ્તેથી આવી તને પકડી પાડીયે છીયે' એમ કરી મને આગળ મોકલ્યો. પણ હજુ સુધી તો તેઓ દેખાતા યે નથી. અંધારામાં પેલું કાળું યંત્ર ઈશારા કરી રહ્યું છે. મને તેથી બ્હીક લાગે છે. અરે કોણ આવે છે? એ કોણ? કેમ જવાબ આપતું નથી? કોણ બુધન છે કે?

બીજો પથિક: એ તો હું નિમકૂ, બત્તી વેચનાર. રાજધાનીમાં આખી રાતની રોસની કરવાની છે, એતલે બત્તીઓની જરૂર પરવાની જ. તું કોન?

પહેલો: હું હૂબ્બો. ફરતા ગાનારાની ટોળીનો છું. અમારા સુખી આનન્દની ટોળી રસ્તામાં જોઇ?

નિમકૂ: કેતલાંયે આદમીયો જા આવ કરે છે. તેમાં કોન ઓલખાય?

હૂબ્બા: પણ અમારો આનન્દ સાધારણ આદમી નથી, તે ગમે તેવા મોટા ટોળામાંથી ઓળખી શકાય એવો છે. તે એકદમ આખો માણસ છે, અધો ન્હોય. તે સર્વથી ઉંચે જોઇ શકાય એવો છે. અરે ભાઈ, આ તમારી ટોપલીમાં કેટલી

બધી બત્તીઓ છે ? એકાદ આપો નહિ ? ઘરમાં રહેલા મા-ણસો કરતાં બહાર નીકળેલાને બત્તીની વધારે જરૂર પડે છે.

**નિમકૂ:** શું કીંમત આપીસ ?

**હૂબ્બો:** જો હું કીંમત આપી શકતો હોત, તો તો ત્હારી સાથે મોટા જોરથી વાતો કરત નહિ કે ? મારો મીઠો સૂર આમ શું કામ ગુમાવત ?

**નિમકૂ:** બડો રસિક લાગે છે ! [ જાય છે.

**હૂબ્બા:** તેણે બત્તી તો ના આપી, પણ મને 'રસિક' કહ્યો ખરો. એ કાંઇ કમ વાત નથી. રસિકનો ગુણ એ જ કે ઘોર અંધકારમાં પણ તે ઓળખી શકાય.–ઉહ ! તમરાંનો અવાજ. કાનમાં વાગે છે. અહા ! બત્તીવાળા આગળ રસિકતા બતાવ્યા વગર જો તેના ઉપર લૂંટ પાડી હોત તો ઠીક થાત !

[ એક બીજો પથિક પ્રવેશ કરે છે. ]

**પથિક:** એહ !

**હૂબ્બા:** ભાઇ, કેમ ચમકાવો છો ?

**પથિક:** ચાલો હમણાં.

**હૂબ્બા:** ચાલું તો છું જ. પરંતુ, ટોળીનાં માણુસોને મૂકી આગળ જવા કરતાં કેવી રીતે સ્થિર થઇને ઉભા રહેવું એ તત્ત્વ મનમાં બરોબર ઉતારવા પ્રયત્ન કરૂં છું.

**પથિક:** ટોળીના લોકો બધા તૈયાર છે, એકલા તમે જ બાકી છો.

હૂબ્બાઃ શું કહો છો ? અમે તિનમોહનના લોકો. અમને એક એવી કુટેવ હોય છે કે જ્યાં સુધી કોઈ વાત સ્પષ્ટપણે કહેવાય નહિ ત્યાં સુધી અમને તેમાં સમજ પડે નહિ. 'ટોળીના લોકો' એટલે તમે કોને કહો છો ?

પથિકઃ અમે ચબૂચા ગામના લોક છીએ. સ્પષ્ટ કહેવડાવાની કુટેવવાળાને અમે હાથ વડે સમજાવીયે છીએ. ( એક ધક્કો મારીને ) હવે સમજણ પડી ને ?

હૂબ્બાઃ હા, પડી. એનો અર્થ એટલો જ કે મરજી હોય કે ના હોય પણ મારે ચાલવું જ જોઇએ. પણ ક્યાં જવાનું છે ? આ વખતનો જવાબ જરા નમ્રપણે આપજો. તમારા જવાબના પહેલા ધક્કાથી જ મારી બુદ્ધિ ઉપરની ધૂળ ખંખેરાઈ ગઇ છે.

પથિકઃ શિવતરાઈ જવું પડશે.

હૂબ્બાઃ શિવતરાઇએ ? આજ અમાસની અંધારી રાતે ? ત્યાં શેનો ખેલ ભજવવાનો છે ?

પથિકઃ ત્યાં નન્દીસંકટની ભાંગેલી દિવાલ ફરી ચણવાનો ખેલ ભજવવાનો છે.

હૂબ્બાઃ ભાંગેલી દિવાલ મારી મદદથી ચણવાની છે ? મોટા, આ અંધારી રાતે તમે મને બરાબર નિહાળી શકતા નથી, તેથી આવી કઠણ વાત કહો છો. હું તો—

પથિકઃ તું ગમે તે હોય. તારે બે હાથ તો છે ને ?

હુબ્બાઃ તે તો બીજો ઉપાય ન્હોતો એટલે હોય. પણ એ તો—

પથિકઃ હાથનો ઉપયોગ મ્હોંઢું કળી શકે નહિ. એ તો ત્યાં જઈ જોઇ લઇશું. ચાલ, ઉઠ.

[ બીજો પથિક પ્રવેશ કરે છે, ]

બીજોઃ આ એક બીજો આદમી રહ્યો, કુંકર.

કુંકરઃ કોણ છે એ?

ત્રીજોઃ એ તો કોઈ નહિ. હું લખમણ. ભૈરવના મંદિરમાં ઘંટા વગાડું છું.

કુંકરઃ ત્યારે તો ઠીક, હાથમાં બરોબર. જોર હશે. ચાલો શિવતરાઇ.

લક્ષ્મણઃ ચાલો આવું. પણ મંદિરની ઘંટા—

કુંકરઃ ભલા આદમી, મંદિરની ઘંટા ભૈરવ જાતે જ વગાડી લેશે.

લક્ષ્મણઃ જરા દયા લાવો, ભાઇ! મારી વહુ માંદી છે.

કુંકરઃ તું ચાલ્યો જઇશ તો કાં તો તેને મટશે અગર તે મરશે; અને નહિ જાય તો પણ એ જ થવાનું છે.

હુબ્બાઃ ભાઇ લખમણ, ચૂપ કરીને માની જાઓ. આ કામમાં વિપત્તિ તો છે જ, પણ તમારો વાંધો ઉઠાવ્યાથી કાંઈ વિપત્તિ ઓછી થાય એમ નથી. મને તેની પહેલેથી જ સૂચના મળી ગઈ છે.

કુંકર: એ નરશીનો અવાજ સંભળાય છે. કેમ નરશી, સમાચાર તો સારા છે ને?

[ કેટલાક માણસોને લઇ નરસિંહ પ્રવેશ કરે છે ]

નરસિંહ: જુઓ, આ ટોળી એકઠી કરી લાવ્યો છું. કેટલાકને તો રવાના યે કરી દીધા.

કુંકર: ત્યારે ચાલો. વળી રસ્તામાં કોઇ કોઇ મળી જશે.

ટોળામાંથી એક માણુસ: હું ચાલવાનો નથી.

કુંકર: કેમ ના કહે છે? શું થયું છે?

માણુસ: કાંઇ નહિ. પણ મારે જવું જ નથી.

કુંકર: નરશી, એનું નામ શું?

નરસિંહ: તેનું નામ વનમાળી. તે કમળબીજની માળાઓ તૈયાર કરે છે.

કુંકર: એકવાર તેની ખબર લઇ લઉં. (વનમાળીને)– કેમ ભાઈ, તું આવવાની ના કહે છે?

વનમાળી: એ અમારૂં કામ નહિ. શિવતરાઈના લોકો સાથે અમારે કાંઈ તકરાર નથી. તેઓ અમારા શત્રુ ન્હોય.

કુંકર: ઠીક. તો ધારો કે અમે જ તેમના શત્રુ છીએ; તો તો તમારૂં કર્તવ્ય ખરૂં ને?

વનમાળી: હું અન્યાયમાં ભાગ લઇ શકતો નથી.

કુંકર: જે ઠેકાણે ન્યાય–અન્યાય વિષેનો વિચાર કરવાની તમને સ્વતંત્રતા હોય, ત્યાં જ અન્યાય એ અન્યાય છે. ઉત્તકૂટ મહાન પ્રદેશ છે; તેના અંશરૂપે રહીને જે કાર્ય તમારા

દ્વારા થશે તેના માટે કોઇ જાતની જવાબદારી તમારે શિર રહેતી નથી.

વનમાળીઃ ઉત્તરકૂટ કરતાં એક બીજો વિરા, પ્રદેશ છે; ઉત્તરકૂટ અને શિવતરાઈ સરખી રીતે તેના અંશો છે.!

કુંકરઃ નરશી, આ માણસ સવાલ જવાબ કરે છે! દેશને આવા માણસો કરતાં બીજી મોટી આપત્તિ હોઈ શકતી નથી.

નરસિંહઃ સખ્ત કામે લગાડવાથી તેના સવાલ જવાબ બધા જતા રહેશે. તે માટે જ હું એને આપણી સાથે ઘસડી જાઉં છું.

વનમાળીઃ ત્યારે તો હું તમને બોજારૂપ થઇ પડીશ, ને કાંઈ કામમાં આવીશ નહિ.

કુંકરઃ તું ઉત્તરકૂટને બોજારૂપ છે. તેથી અમે તારો રસ્તો શોધીએ છીએ.

હૂબ્બાઃ વનમાળી કાકા, તમે દરેક બાબત વિચાર કરીને જાણવા માગો છો, અને જે લોકો વગર વિચારે જાણે છે તેમની સાથે તમારૂં પાનું પડયું છે; તેથી આ ચડાભડી થાય છે. માટે કાં તો તેમની રીતને તાબે થાઓ, નહિ તો તમારી રીત છોડીને ચૂપ થઇ જાઓ.

વનમાળીઃ તમારી રીત શી છે?

હૂબ્બાઃ હું તો ગાયનો ગાઉં છું. પણ અહીં તો તે નિરૂપયોગી છે. નહિ તો ક્યારના યે એકાદ ચીજ છેડી હોત.

કુંકર: ( વનમાળી તરફ ) ત્યારે તારી શી ઇચ્છા છે તે કહી દે.

વનમાળી: હું એક પગલું યે ચાલવાનો નથી.

કુંકર: ત્યારે અમે તને ચલાવીશું. આ દોરડા વડે એને બાંધો !

હૂબ્બા: કુંકર દાદા, એક વાત કહું તે જરા સાંભળો, ગુસ્સો કરશો નહિ. એને લઇ જવામાં તમે જેટલું જોર વાપરશો, એટલું જોર બચાવી રાખશો તો બહુ ઉપયોગી થઇ પડશે.

કુંકર: ઉત્તરકૂટની સેવામાં જે લોકો આવવા ઇચ્છતા નથી, તેમને પાંશરા કરવા એ જ અમારૂં કામ છે. વખત જતાં તમને એ બાબત બરોબર સમજાશે.

હૂબ્બા: ના, હું તો અત્યારથી જ સમજી ગયો છું.

[ નરસિંહ અને કુંકર સિવાય બધા જાય છે.

નરસિંહ: પેલા વિભૂતિ આવે. યંત્રરાજ વિભૂતિની જે!

[ વિભૂતિ પ્રવેશ કરે છે ]

કુંકર: આપણું કામ અમે જલદી આગળ ચલાવ્યું છે. માણુસની સંખ્યા પણ ઠીક ભેગી થઈ છે. પણ તમે અહીં કેમ ? તમારે લીધે તો બધા ઉત્સવ કરે છે.

વિભૂતિ: ઉત્સવ ઉપરથી મારૂં મન હવે ઉઠી ગયું છે.

નરસિંહ: એમ કેમ બોલો છો ?

વિભૂતિ: અમારી કીર્તિ ઘટાડવા માટે જ નન્દીસંકટનો ગઢ ભાંગ્યાની ખબર આજે આવી પહોંચી છે. અમારો એક પ્રતિસ્પર્ધી જાગ્યો છે.

કુંકર: કોણ પ્રતિસ્પર્ધી છે, યંત્રરાજ?

વિભૂતિ: નામ કહેવાની કાંઈ જરૂર નથી. તમે બધું જાણો જ છો. હવે પ્રશ્ન એ ઉપસ્થિત થયો છે કે ઉત્તરકૂટમાં તેને વિશેષ માન મળે કે મને. એક વાત તો તમે હજી જાણતા નથી. એક પક્ષમાંથી મારું મન ભાંગવા માટે એક દૂત મારી પાસે મોકલવામાં આવ્યો હતો. તેઓ મુક્તધારાનો મારો બાંધ ભાંગવાના છે એમ તેણે મને સૂચના આપી.

નરસિંહ: આટલે સુધી વાત પહોંચી છે?

કુંકર: તમે આ ખમી શકશો, વિભૂતિ?

વિભૂતિ: ગાંડા લોકોના શબ્દો સામે થવાય નહિ.

કુંકર: પણ, વિભૂતિ, એટલું તો ખરુંને કે કોઈપણ બાબત ઉપર અતિશય વિશ્વાસ રાખવો ઠીક નથી? તમે એક વાર કહ્યું'તુ કે મુક્તધારાના બાંધમાં બે ત્રણ જગ્યા એવી છે કે જે કોઈ જાણી જાય, તો—

વિભૂતિ: જે લોકો એ જગ્યાઓ જાણે, તેઓ સાથે સાથે એ પણ જાણી જ લે કે જો એ જગ્યાએ કાંઈ ગરબડ કરી તો તેઓ જાતે જ બચવાના નથી, પાણીના પ્રવાહમાં ઘસડાઈ જ જવાના.

નરસિંહ: તે જગ્યાએ પહેરો મૂકવાની જરૂર નથી?

વિભૂતિઃ તે જગ્યાએ તો યમરાજા જાતે જ પહેરો ભરે છે. બાંધને માટે લગારે આશંકા લાવવાની જરૂર નથી. જો એકવાર ફરીથી નન્દીસંકટનો રસ્તો બંધ કરી દેવામાં આવે તો મને પછી કોઈ જાતની ફીકર રહેતી નથી.

કુંકરઃ તમારે માટે તો એ કામ કાંઇ કઠણ નથી.

વિભૂતિઃ ના, કઠણ તો નથી. મારાં હથિયારો પણ તૈયાર જ છે. મૂશ્કેલી એટલી છે કે એ પહાડી રસ્તો બહુ સાંકડો છે એટલે થોડાં માણસો પણ તેને અટકાવવા બહાર પડી શકે છે.

નરસિંહઃ છોને અટકાવે, મરતાં મરતાં આપણે ચણાવી લઇશું.

વિભૂતિઃ એમ તો મરનાર માણસોની સંખ્યા વિશેષ જોઇયે.

કુંકરઃ મારનાર લોકો થાકે ત્યાં સુધી મરનાર લોકો ઘટવાના નથી.

[ પડદા પાછળથી ]

જાગો, ભૈરવ, જાગો !

[ ધનંજય પ્રવેશ કરે છે. ]

કુંકરઃ લ્યો ! આ શુકનમાં બાવાજી આવ્યા !

વિભૂતિઃ વૈરાગી, તમારા જેવા સાધુ લોકો ભૈરવને જગાડી શકવાના નથી. તમે જેને પાખંડી લોકો કહો છો એવા અમે ભૈરવને બરોબર જગાડવા ચાલી નીકળ્યા છીએ.

ધનંજય: હું તમારી વાતમા ન્ય રાખું છું. ભૈરવને જગાડવાનું કામ તમારૂં જ છે.

વિભૂતિ: પણ, તમારી ઘંટાઓ કે આરતિઓ વડે અમે જગાડવાના નથી.

ધનંજય: ના, ના. જે સાંકળે તમે તેમને બાંધશો, તે સાંકળ તોડવા માટે તેઓ જાગવાના છે.

વિભૂતિ: અમારી સાંકળ કાંઈ સાધારણ નથી, કે ઝટ દઇને તે ભાંગી નાંખે. તે તો પાક્કા પોલાદની અને આમળા પર આમળા ચઢાવેલી છે.

ધનંજય: જ્યારે કંઈક વાત દુઃસાધ્ય પરિસ્થિતિને પહોંચે છે ત્યારે જ તેમને માટે યોગ્ય સમય આવે છે.

[ ભૈરવપંથીઓ પ્રવેશ કરે છે ]

( ગાયન )

**जय भैरव, जय शङ्कर,**
**जय जय जय प्रलयङ्कर।**
**जय संशय-भेदन,**
**जय बंधन-छेदन,**
**जय संकट-संहर,**
**शङ्कर, शङ्कर!** [ જાય છે.

[ રણજિત્ અને તેનો મંત્રી પ્રવેશ કરે છે ]

**મંત્રી: મહારાજ, તંબુ એકદમ શૂન્યકાર છે. તેનો**

ઘણોક ભાગ તો બળી ગયો છે. જે કેટલાક પહેરેગીર હતા, તેઓ પણ—

રણજિત્: તે ગમે ત્યાં ગયા હોય! પણ અભિજિત્ ક્યાં છે તે મારે જાણવું છે.

કુંકર: મહારાજ, યુવરાજને અમારે શિક્ષા કરવી છે.

રણજિત્: જે મનુષ્ય શિક્ષાને યોગ્ય છે તેને શિક્ષા કરવામાં શું અમે તમારી વાટ જોતા'તા?

કુંકર: જ્યારે લોકોને યુવરાજનો પત્તો મળતો નથી, ત્યારે તેઓ મનમાં શંકા લાવે છે.

રણજિત્: કોને માટે શંકા લાવે છે? શંકા શાની?

કુંકર: મહારાજ, ક્ષમા કરીએ. પ્રજાના મનનો ભાવ આપે જાણી લેવો જોઇએ. જ્યાં સુધી તેમને યુવરાજની ભાળ લાગી નથી, ત્યાં સુધી તેમની અધીરાઈ એટલી વધતી જાય છે કે જો ભોગ જોગે યુવરાજ તેમને મળી જાય તો તેમને શિક્ષા કરવામાં તેઓ આપ નામદારના હુકમની વાટ જોવા રહેશે નહિ.

વિભૂતિ: મહારાજના હુકમની વાટ જોયા વિના નન્દી-સંકટના ભાંગેલા દુર્ગને ફરીથી ચણી લેવાનું કાર્ય મ્હેં મારા હાથમાં લઇ લીધું છે.

રણજિત્: કેમ તે કામ મારા હાથમાં સોંપ્યું નહિ?

વિભૂતિ: જેથી આપના વંશને અપકીર્તિ લાગે એવા યુવરાજના આ કામમાં આપની ગુપ્ત સંમતિ છે એમ શંકા લાવવી મનુષ્યોને માટે સ્વાભાવિક છે.

મંત્રીઃ મહારાજ, આજ લોકોનું મન એક બાજુએ આત્મશ્લાઘાથી અને બીજી બાજુએ ક્રોધથી ઉત્તેજિત થઈ ગયું છે. આજ તમારા અધૈર્યથી તેમના અધૈર્યમાં ઉમેરો કરે પાલવે એમ નથી.

રણજિતઃ ત્યાં પેલો કોણ જાય છે? ધનંજય વૈરાગી છે કે?

ધનંજયઃ આ વૈરાગીને મહારાજે યાદ રાખ્યો છે એ જાણી મને હર્ષ થાય છે.

રણજિતઃ યુવરાજ હાલ ક્યાં છે એ તમે નિશ્ચિતપણે જાણો છો.

ધનંજયઃ ના, મહારાજ. જે વાત હું નિશ્ચિતપણે જાણું છું તે હું છૂપી રાખી શકતો નથી.

રણજિતઃ ત્યારે અહીં તમે શું કરો છો?

ધનંજયઃ યુવરાજના આવવાની વાટ જોઉં છું.

[ પડદા પાછળથી ]

સુમન! બેટા સુમન! અંધારૂં એ થઇ ગયું. અંધારૂં ઘોર!

રાજાઃ એ કોણ?

મંત્રીઃ એ તો પેલી અમ્બા ગાંડી.

[ અમ્બા પ્રવેશ કરે છે. ]

અમ્બાઃ એ તો પાછો આવ્યો યે નહિ.

રણજિતઃ તું કેમ એને શોધતી ફરે છે? તેનો વારો આવ્યો'તો, તે ભૈરવ દેવ તેને ઉપાડી ગયા.

અમ્બા: શું ભૈરવ ઉપાડી જાય તે પાછો આવવા જ ના દે? છૂપું છૂપું? અંધારી ઘોર રાતે?–સુમન! સુમન!

[ જાય છે.

[ દૂત પ્રવેશ કરે છે. ]

દૂતઃ મહારાજ, શિવતરાઈમાંથી હજાર હજાર લોકોનાં ટોળાં ચાલ્યાં આવે છે.

વિભૂતિઃ એ શું? જોર જુલમથી તેમનાં શસ્ત્રો પડાવી લેવા માટે તો અમે વ્યવસ્થા કરી હતી. નક્કી, તમારામાંથી કોઇક વિશ્વાસઘાતક હોવો જોઇએ. હમણાં તેની ખબર લઉં છું. કુંકર, તમારા જેવા ગણ્યા ગાંઠયા માણસો સિવાય અંદરની વાત તો કોઇ જાણતું યે નથી. ત્યારે એમ કેમ થયું?—

કુંકરઃ ત્યારે શું વિભૂતિ! અમારા ઉપર પણ તમને સંદેહ આવે છે?

વિભૂતિઃ સંદેહને સીમા હોતી નથી.

કુંકરઃ ત્યારે અમને પણ તમારા ઉપર સંદેહ આવે છે.

વિભૂતિઃ તેવો સંદેહ કરવાનો તમને પણ અધિકાર છે:

રણજિતઃ (દૂત પ્રત્યે) તેઓ શા માટે આવે છે તે જાણો છો?

દૂતઃ તેમણે સાંભળ્યું છે કે યુવરાજ બંદીખાનામાં પડયા છે.તેમની શોધ કરી તેમને મુક્ત કરવા તેઓ આવે છે. મુક્ત કરીને તેમને શિવતરાઈના રાજા બનાવવા તેઓ ઇચ્છે છે.

ભવભૂતિ: અમે પણ યુવરાજને જ શોધીએ છીએ, તેઓ પણ શોધે છે, જોઇએ છીએ કોણ પહેલો શોધી કાઢે છે.

ધનંજય: તમારા બેઉના હાથમાં તેઓ આવશે. તેમને કોઈ જાતનો પક્ષપાત નથી.

દૂત: પેલો આવે શિવતરાઇનો સરદાર ગણેશ.

[ ગણેશ પ્રવેશ કરે છે. ]

ગણેશ: (ધનંજેય તરફ) ઠાકૂર, તેમની ભાળ લાગશે?

ધનંજય: હા, કેમ નહિ?

ગણેશ: નિશ્ચયપૂર્વક કહો છો?

ધનંજય: છાતી ઠોકીને!

રણજિત: કોને ખોળો છો?

ગણેશ: રાજાજી, તમારે તેમને છોડી દેવા પડશે.

રણજિત: પણ કોને?

ગણેશ: અમારા યુવરાજને. તમે તેમને ચહાતા નથી, પણ અમે તો ચાહીયે છીયે. અમારૂં સર્વસ્વ તમે અટકમાં રાખશો? તેમને પણ?

ધનંજય: મૂર્ખો! માણસને ઓળખે છે કે નહિ? તેમને અટકમાં રાખવા એ શું બનવાજોગ છે?

ગણેશ: તેમને અમારા રાજા કરી રાખીશું.

ધનંજય: રાજા કરી રાખવા છે એ જ ને? એ રાજાનો વેશ પહેરીને હમણાં આવશે.

[ ભૈરવપંથીઓ પ્રવેશ કરે છે. ]

( ગાયન )

तिमिरहृद्-विदारण,
ज्वलदग्नि-निदारुण,
मरुश्मशान-सञ्चर,
शङ्कर, शङ्कर ।
वज्रघोष-वाणी,
रुद्र, शूलपाणि,
मृत्युसिन्धु-संतर
शङ्कर, शङ्कर ।

[ જાય છે.

( પડદા પાછળ )

બા બોલાવે છે, તારી બા બૂમ મારે છે ! પાછો આવ, બેટા સુમન, પાછો આવ.

વિભૂતિ: અરે ! એ શાનો અવાજ સંભળાયો ?

ધનંજય: આ તો અંધકારના ગળામાંથી ખડખડાટ કરતો અટ્ટહાસ્ય સંભળાયો લાગે છે !

વિભૂતિ: જરા થાભો. મને જોવા દો કયી તરફથી અવાજ આવ્યો ?

( પડદા પાછળ )

ભૈરવની જે !

વિભૂતિ: આ તો સ્પષ્ટ પ્રવાહનો જ શબ્દ છે.

ધનંજયઃ નૃત્યારંભનો પ્રથમ ડમરૂધ્વનિ !

વિભૂતિઃ અવાજ વધતો જ જાય છે, વધતો જ ચાલ્યો જાય છે.

કંકરઃ જણાય છે કે—

નરસિંહઃ હા, એમ લાગે છે કે—

વિભૂતિઃ હા, હા, જરાયે સંદેહ નથી. મુક્તધારા મુક્ત થઇ છે. કોણે એ બાંધ તોડયો ? જેણે તોડયો હશે તેને બચવાનો આરો નથી.

[ વિભૂતિ, કંકર અને નરસિંહ જલદીથી જાય છે.

રણજિતઃ પ્રધાનજી, આ બધું શું !

ધનંજયઃ બાંધભંગના ઉત્સવની બૂમો પડે છે.

( ગાયન )

વાગે રે વાગે ડમરૂ વાગે
હૃદય મ્હારે, હૃદય મધ્યે.

મંત્રીઃ મહારાજ, એ તો—

રણજિતઃ હા, એ જ—

મંત્રીઃ તેના સિવાય બીજો કોઈ—

રણજિતઃ આવું સાહસ બીજો કોણ કરે ?

ધનંજયઃ ( ગાયન )

નાચે રે નાચે ચરણ નાચે
પ્રાણ માંહે, પ્રાણ મધ્યે.

રણજિત: જો તેને શિક્ષા કરવા જેવી હશે તો હું તેને શિક્ષા કરીશ, પણ આ સઘળા ઉન્મત્ત લોકોના હાથમાં— મારો અભિજિત્ દેવતાનો પ્રિય છે, દેવતા એની રક્ષા કરો!

ગણેશ: પ્રભુ! શું થાય છે તેની મને સમજ પડતી નથી.

ધનંજય: ( ગાયન )

પ્રહર જાગે, પ્રહરી જાગે,
તારલે તારલે કંપ લાગે.

રણજિત: આ કોઇકનાં પગલાંનો અવાજ સંભળાય છે! અભિજિત, અભિજિત્!

મંત્રી: કદાચ એ જ આવતા હોય!

ધનંજય: ( ગાયન )

મર્મ માંહે વેદના જાગે,
બંધન તૂટે, બંધન છૂટે.

[ સંજય પ્રવેશ કરે છે. ]

રણજિત: એ તો સંજય છે. અભિજિત્ ક્યાં છે?

સંજય: મુક્તધારાનો પ્રવાહ તેને તાણી ગયો. તે હંમેશને માટે ગયો!

રણજિત: શું બોલે છે, કુમાર!

સંજય: બસ, યુવરાજે મુક્તધારાનો બાંધ તોડી નાંખ્યો છે.

રણજિત: ઠીક, જાણ્યું. મુક્તધારાની મુક્તિ સાથે તેણે પોતાની મુક્તિ સાધી. સંજય! તે તને સાથે લઇ ગયો હતો?

સંજય: ના. પણ હું મનમાં જાણી ગયો હતો કે એ ત્યાં જ જશે, તેથી હું આગળ જઇ અંધારામાં તેમની વાટ જોવા લાગ્યો, પણ બસ એટલું જ. તેમણે મને ત્યાં અટકાવ્યો અને આગળ જવા દીધો જ નહિ.

રણજિત: પછી શું થયું તેનું કંઈક કહે.

સંજય: એ બાંધમાં કોઇક ઠેકાણે ત્રુટિ છે એમ તેમણે કોઇ રીતે જાણ્યું હતું. તેજ સ્થળે તેમણે એ યંત્રાસુરને જોરથી આઘાત કર્યો અને યંત્રાસુરે તેને તેટલા જ જોરથી પ્રત્યાઘાત કર્યો. તે વખતે મુક્તધારા તેના આહત શરીરને માતાની માફક ઉપાડીને ચાલતી થઈ.

ગણેશ: યુવરાજની શોધમાં અમે ફરીએ છીએ. શું તે ફરીથી અમને મળશે નહિ?

ધનંજય: તમે હંમેશને માટે તેમને મેળવ્યા છે!

[ ભૈરવ પંથીઓ પ્રવેશ કરે છે.—

( ગાયન )

भैरव, जय शङ्कर,
जय जय जय प्रलयङ्कर।
जय संशयभेदन,
जय बन्धन-छेदन,
जय संकट-संहर,
शङ्कर शङ्कर।

तिमिर-हृद्‌विदारण ज्वलदग्नि-निदारुण,
मरुश्मशान-संचर !
शङ्कर शङ्कर !
वज्रघोष-वाणी, रुद्र शूलपाणि,
मृत्युसिन्धु-संतर,
शङ्कर शङ्कर !



પુસ્તકાલય માટેનો નવો-ઉત્તમ-શણગાર!

# અમારાં નવાં પુસ્તકો.

સૂચના:—

(૧) અર્ધા આનાની ટીકીટ મોકલીને અમારે ત્યાં મળતાં સર્વોપયોગી પુસ્તકોની બીજી સંપૂર્ણ યાદી મગાવો ને તેનો ઉપયોગ કરો.

(૨) પુસ્તકો સામટાં મગાવનારને કમીશન મળે છે.

(૩) બીજાઓનાં પુસ્તકો પણ અમે ઓરડર પ્રમાણે ખરીદીને પુરાં પાડીએ છીએ.

(૪) વેચેલું પુસ્તક પાછું લેવાતું નથી.

આ સર્વે પુસ્તકો મળવાનું ઠેકાણું:—

**જીવનલાલ અમરશી મહેતા,**

**પીરમશારોડ—અમદાવાદ**

તથા

**સર્વે જાણીતા ગુજરાતી બુકસેલરો.**

શ્રી સત્યવિજય પ્રીન્ટીંગ પ્રેસ; પાંચકૂવા નવા દરવાજા—અમદાવાદ.

# ગુર્જરસાક્ષરજયન્તીઓ.

અમદાવાદની સાહિત્ય સભા તરફથી પ્રસિદ્ધ વિદ્વાનો-સાક્ષરોની જયન્તીઓ પ્રસંગે થયેલાં ભાષણોનો સંગ્રહ "ગૂજરાત વિદ્યાપીઠ" ના મહાવિદ્યાલયોમાં પાઠ્ય પુસ્તક તરીકે ચલાવવા પસંદ થવાથી ખાસ આ સંગ્રહ તાજેતરે છપાવ્યો છે. આમાં વિદ્વાનોનાં નીચેના ભાષણો છે.

| વિષય. | ભાષણકર્તા. |
|---|---|
| (૧) કલાપી. | (૧) રા. રા. મણિશંકર રત્નજી ભટ્ટ. |
| | (૨) રા. બ. રમણભાઈ મહીપતરામ નીલકંઠ. |
| (૨) અખો. | રા. રા. નર્મદાશંકર દેવશંકર મહેતા. |
| (૩) મીરાંબાઈ. | રા. રા. ન્હાનાલાલ દલપતરામ કવિ. |
| (૪) ગોવર્દ્ધનરામ. | રા. રા. લલિત. |
| (૫) નર્મદાશંકર. | (૧) રા. રા. ઉત્તમલાલ કેશવલાલ ત્રિવેદી. |
| | (૨) પ્રો. આનન્દશંકર બાપુભાઈ ધ્રુવ. |
| (૬) મણિલાલ નભુભાઈ. | પ્રો. આનન્દશંકર બાપુભાઈ ધ્રુવ. |
| (૭) ધીરો. | રા. રા. કૌશિકરામ વિઘ્નહરરામ મહેતા. |
| (૮) બાલાશંકર. | રા. રા. રામમોહનરાય જસવંતરાય દેસાઈ. |
| (૯) પ્રેમાનંદ— | રા. રા. કેશવલાલ હર્ષદરાય ધ્રુવ. |

આ ઉપરાંત પહેલી સાહિત્ય પરિષદ્‌ના પ્રમુખ સદ્‌ગત ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠીનું તથા બીજી પરિષદ્‌ના પ્રમુખ સા. શ્રી કેશવલાલ હર્ષદરાય ધ્રુવનું પ્રમુખ તરીકેનું ભાષણ પણ આમાં સંપૂર્ણ છે.

કિંમત રૂ. ૨-૦-૦

છપાશે ! ]　　　　[ હવે પછી છપાશે !

# સંવાદમાલા.

(આમાંનીચેના તથા બીજા સારા સંવાદો મળશે તો તે પણ આવશે.)

૧ હળદીઘાટ.　　૨ રામ લક્ષ્મણ અને સુમિત્રા.
૩ રામ અને કૌશલ્યા. (કલાપી) ૪ જેસલ અને તોળલ. (,,)
૫ ગોપીચંદ અને મેનાવતી (,,) ૬ ભર્તૃહરિ અને વિક્રમ (,,)
૭ જાલંધર અને ગોપીચંદ (,,)
૮ અકબર અને જોધબા. ( સૌ. વિદ્યાગૌરી. )
૯ સમરસિંહ અને ચંદ.　　૧૦ વીર ભાવી.
૧૧ જયશિખરી અને રૂપસુન્દરી. (સાગર.)
૧૨ ચન્દ્રકાન્ત અને અનામિકા. ( કાન્ત. ) .
૧૩ ગુરૂ ગોવિંદસિંહ અને અનોપકુંવર. (,,)
૧૪ સિદ્ધાર્થ અને રાહુલ ( કાન્ત. )
૧૫ યક્ષ અને યુધિષ્ઠિર. ( છ. હ. પંડયા; બી. એ. )
૧૬ મીરાંબાઇ (ન્હા. દ. કવિ.)　　૧૭ ભામાશાની દેશદાઝ.
૧૮ મીરાં અને રાણો. ( સ્વામીશ્રી સ્વયંજ્યોતિ )
૧૯ વૃષ્ટિબિન્દુ વા પુષ્પપતન ( રમણિક અ० મહેતા )
૨૦ આ તે મારી ખાધું કે મારી ખોયું ? (મણિશંકર પુ. રાવળ)
૨૧ જન્મતિથિએ જીવનસ્મરણ. ( કેશવ હ. શેઠ. )
૨૨ બુદ્ધવિરૂદ્ધ અશોક. (,,) ૨૩ કાળીઘાટપર (સ્વ० રણજીતરામ)
૨૪ શાલિભદ્ર અને માતા ભદ્રા. ૨૫ કોશા અને સ્થૂલભદ્ર.
૨૬ ઔરંગઝેબ અને ફકીર. (છો. રા. ભટ્ટ.)
૨૭ પુરાણી બાવા. ( ,, ) ૨૮ શિવાજી ને તાનાજી (સાગર)
૨૯ માનસી અને અજય.　　૩૦ રાઇ અને જાલકા.

# હિન્દુ ધર્મની પાઠમાળા.

**( સર્વેને સરખોજ ઉપયોગી ધર્મગ્રંથ. કિંમત રૂ. અઢી. )**

**લેખક—લાલા વૈજનાથ, એમ. એ.**

રીટાયર્ડ સેશન જજ. ઉત્તર હિંદુસ્તાનમાં ધર્મ શિક્ષણના પાઠ્ય પુસ્તક તરીકે ચલાવવા આ પુસ્તક સરકારે મંજુર કરેલું હોઈ ઘણી જગાએ તે ચાલે પણ છે. આવશ્યક ફેરફાર તથા સુધારો વધારો કરી ગુજરાતી વાંચકોને પુરેપુરૂં ઉપયોગી બનાવ્યું છે. આમાં નિચેના વિષયોના તેર ભાગમાં એકસો ઉપરાંત પાઠ પ્રશ્નોત્તરરૂપે આવેલા છે.

**ભાગ ૧ લો**—ધર્મ અને તેના પ્રવર્તક.
**ભાગ ૨ જો**—ઇશ્વર વિષે.
**ભાગ ૩ જો**—મનુષ્ય અને તેનું કર્તવ્ય.
**ભાગ ૪ થો**—વર્ણાશ્રમ વ્યવસ્થા.
**ભાગ ૫ મો**—સંસ્કાર.
**ભાગ ૬ ઠ્ઠો**—સ્ત્રીઓનાં ધર્મ અને પુરૂષોનું કર્તવ્ય.
**ભાગ ૭ મો**—આચાર.
**ભાગ ૮ મો**—પ્રચલિત ધર્મવ્યવસ્થા.
**ભાગ નવમો**—દાન ધર્મ.
**ભાગ દસમો**—અસત્ વિશ્વાસ અને તેનું નિવારણ.
**ભાગ ૧૧ મો**—પ્રચલિત સંપ્રદાયો અને તેની વ્યવસ્થા.
**ભાગ ૧૨ મો**—મહાપુરુષોનાં જીવનવૃત્તાંત.
**ભાગ ૧૩ મો**—મોક્ષ.

**આ સાઇઝનાં પૃષ્ઠ લગભગ ૩૫૦ પુંઠું પાકું છીંટનું ને સુન્દર છે.**

# કથામંજરી-ભાગ પહેલો.

**( સોનેરી નામનું સુન્દર પુંઠું-કિંમત રૂ. અઢી. )**

બીજા કોઇ સંગ્રહમાં ન આવેલી નીચેની સોળ વાતો આમાં છે:—

| વાર્તા. | લેખક. |
|---|---|
| ૧ **વેષધારી** | ( રા. રા. છગનલાલ હરિલાલ પંડ્યા; બી. એ. ) |
| ૨ **તારાનું અભિજ્ઞાન** | ( રા. બ. રમણભાઇ મહીપતરામ નીલકંઠ ) |
| ૩ **એક રાત્રી.** | ( ડૉ. રવીન્દ્રનાથ ટાગોર. તે ઉપરથી રા. રા. મહાદેવ હરીભાઇ દેસાઇ; બી. એ. એલ એલ. બી. ) |
| ૪ **અપરિચિતા** | ( „ „ રા. રા. ભગવાનદાસ ગીરજાશંકર ભટ) |
| ૫ **મણી** | ( „ „ રા.રા. વૈકુંઠલાલ શ્રીપતરાય ઠાકોર; બી. એ.) |
| ૬ **વીસમી સદીની શકુંતલા.** | (રા.રા. વૈકુંઠલાલ શ્રીપતરાય ઠાકોર;બી.એ.) |
| ૭ **દોલત** | ( સ્વ. ભાઇ રણજીતરામ વાવાભાઇ મહેતા; બી. એ. ) |
| ૮ **સુમનનો સંતાપ** | (રા.રા ઇન્દુલાલ કે. યાજ્ઞિક,બી.એ. એલ.એલ.બી.) |
| ૯ **લગ્ન.** | ( સૌ. શારદા મ્હેતા; બી. એ. ) |
| ૧૦ **“ગરબાવાળી”** | ( રા. રા. સુધાકર ) |
| ૧૧ **પૈસો કે પ્રેમ?** | ( રા. રા. ચંપકલાલ એચ. ભગુડીઆ, બી.એ.) |
| ૧૨ **વિચિત્ર સ્વયંવર.** | ( રા. રા. બાલયોગી ) |
| ૧૩ **રેણુકા.** | ( રા. રા. ગોકળદાસ ડી૦ રાયચુરા ) |
| ૧૪ **કામળાનો કજીઓ** | ( રા. રા. રમણીક અ. મહેતા ) |
| ૧૫ **પ્રિય બાલા** | ( રા. રા. ડાહ્યાભાઇ લક્ષ્મણ પટેલ ) |
| ૧૬ **લલિત-માધુરી** | ( રા. રા. જગજીવન કાળીદાસ પાઠક. લગભગ ૮૦ પૃષ્ઠની મોટી અપ્રસિદ્ધ સ્નેહ વાર્તા. ) |

# કથામંજરી—ભાગ બીજો.

**( મોટાં પૃષ્ઠ ૩૦૦ સોનેરી સુન્દર બંધાઇ—કિંમત રૂ. ત્રણ. )**

આ ભાગમાં વિદ્વાન લેખકોની નીચેની તેર વાતો—કથાઓ છે:—

૧ **નિર્મળા.** ( લગભગ ૧૦૦ પૃષ્ઠની અપ્રસિદ્ધ પવિત્ર સ્નેહકથા. ( લેખક—ચુનીલાલ મૂળજીભાઈ ત્રિપાઠી. )

૨ **ગુલશનના બાગમાં ગુલાબ.** ( લેખક મી. શિયાવક્ષ નસરવાનજી મોજ્બા. પારસી સંસારી સ્નેહકથા. )

૩ **બે મૃગનાયક.**—( લે. જીવનલાલ અમરશી મહેતા. આત્મભોગ વડે પરમાર્થ સાધનની અપ્રસિદ્ધ કરુણ કથા. )

૪ **સુખી રાજકુમાર.** ( લે. રા. રા. સવાઈલાલ ચુનીલાલ પારિખ. ઉપલીજ કથાના સિદ્ધાંતવાળી કથા )

૫ **એક સ્વપ્ન.** ( લેખક રા. રા. પુષ્કરરાવ વામનરાવ મહેતા, એમ. એ. એલએલ. બી. )

૬. **મદનનો મનોરથ**—( લે. રા. રા. મોહનલાલ પાર્વતીશંકર દવે, એમ. એ. એલ એલ. બી. ચાલુ જમાનાના ઉછરતા યુવક અને પ્રેમી જીવનનું એક સુંદર દશ્ય. )

૭. **નિર્ભયતાની મૂર્તિ.** ( લે. શ્રીમદ્ ઉપેન્દ્રાચાર્યજી. આત્મબળની શક્તિનો પ્રભાવ દર્શાવવાની વાર્તા. )

૮. **માળીની છોકરી**—( લે. રા. રા. ડાહ્યાભાઇ રામચંદ્ર મહેતા. માતૃપ્રેમ, મનોનિગ્રહ અને સાચા પ્રેમીની અપ્રસિદ્ધ વાર્તા. )

૯ **ચતુર્મુખ—ચાર મુખનું કૌતુક.**
૧૦ **બુદ્ધાદારબંધ.**
( લે. રા. બ. રમણભાઈ મહિપતરામ નીલકંઠ, બી. એ. એલ એલ. બી. બુદ્ધિચાતુર્યની અદ્દભુત વાર્તાઓ. )

૧૧ **વિચિત્ર વિલ**—( લે. રા. રા. પુષ્કરરાવ વામનરાવ મહેતા. ( આશ્ચર્યકારક, બુદ્ધિચાતુર્ય, અને અદ્દભુતતાભરી વાર્તા. )

**૧૨ હીરામાણેકની મોટી ખાણ.** ( લે રા.રા. મણિશંકર રત્નજી ભટ્ટ. વધી પડેલી મોટી જરૂરીયાતો વિશે વિચારણીય બોધક કથા.)
**૧૩ દુખમાંથી સુખ.**( લેખક સ્વ. કલાપી. )

# ગીતાપરિચય.

**લેખક—બાબુ રામદયાળ મજમુદાર, એમ.એ. કિંમત રૂ. ૦।૦.**
ડેમી આઠ પેજી ૨૦૦ પૃષ્ટનો મનનીય ધર્મગ્રંથ. સર્વે ગીતાનુયાયીઓને ઉપયોગી. આ પુસ્તકનાં નીચે પ્રમાણે દસ પ્રકરણો છે:—

પ્ર૦ ૧ લું—ગીતાનો આદર.
પ્ર૦ ૨ જું—ગીતાનું સ્થાન, કાળ અને પાત્ર.
પ્ર૦ ૩ જું—ગીતાનું વિશેષપણું.
પ્ર૦ ૪ થું—ગીતામાં શક્તિનો સંચાર.
પ્ર૦ ૫ મું—ગીતાનો સ્થૂલ પરિચય.
પ્ર૦ ૬ ઠું—ગીતાનો રક્ષામંત્ર.
પ્ર૦ ૭ મું ગીતાનો લક્ષ્યસંકેત.
પ્ર૦ ૮ મું—ગીતાનો કર્મસંકેત.
પ્ર૦ ૯ મું—ગીતામાં જગતનો સંપૂર્ણ ધર્મ છે.
પ્ર૦ ૧૦ મું—ગીતોક્ત ધર્મનું પ્રાચીનત્વ.

**કાશીથી પરમહંસ સ્વામી શ્રી પ્રણવાનંદજી** લખે છે કે, " રામ ! તમારી ગીતા મેં વાંચી. તમે ગીતારૂપી જે મહાનિધિ અમોને આપો છો તે અપૂર્વ છે. પૂજ્યપાદ આચાર્યોનાં રચેલાં જેટલાં ભાષ્ય અને જેટલી ટીકાઓ જોવામાં આવેલ છે તે કરતાં તમારી આ ટીકા મને વધારે પસંદ પડી છે. **તમારી ગીતા જેવી સરલ છે, તેવી જ ચિત્તને આકર્ષણ કરનારી છે. તે એક રીતે ગુરૂ સમાન છે** "

**આવા સેંકડો અભિપ્રાયો મળેલા છે.**

# હાસ્ય કથામંજરી.

છપાય છે ! ] ( કથામંજરી, ભાગ ત્રીજો. ) [ હાલ છપાય છે !

રા. બ. રમણભાઇ તથા સૌ. વિદ્યાગૌરી બ્હેનના હાસ્યરસાત્મક લેખોના સંગ્રહ—" હાસ્યમંદિર "—ના જેવો જ જુદા જુદા લેખકોના હાસ્યરસાત્મક લેખો, નાટકો, વગેરેનો આ સંગ્રહ છપાય છે. તેમાં નીચેના લેખોમાંથી અનુક્રમે તા પ્રમાણે છુપાશેઃ—

૧ પટેલ પોથી.
૨ ભટનું ભોપાળું. ( નવલરામ લક્ષ્મીરામ. )
૩ ભ્રાંતિવિલાસ. ( શેક્સપિયરની અત્યંત રમુજી વાર્તા ઉપરથી )
૪ વંશપાળ અને યમરાજ ( કવી. દલપતરામ ડાહ્યાભાઇ. )
૫ ઓથરીઓ હડકવા. ( નવલરામ લક્ષ્મીરામ )
૬ ત્રિકાળ દર્શન ( કૃષ્ણરાવ ભોળાનાથ દીવેટીઆ )
૭ અર્વાચી વીશ મહા પુરૂષો ( „ „ )
૮ મ્હારી રેલ્વે મુસાફરી. ( મુની. )
૯ વિદ્વન્મુકુટ ( રા. રા. મધુકર )
૧૦ ન્યૂસપેપર કોડ ( રા. બ. રમણભાઈ મ. નીલકંઠ. )
૧૧ વર્તમાનપત્રનો અધિપતિ ( જીવનલાલ અમરશી મહેતા )
૧૨ વિકૃતબુદ્ધિનો વિવાહ. ( " „ )
૧૩ ઇત્યાદિની આત્મકથા. ( „ „ )
૧૪ પંડિત શ્રીયુત્ નારાયણશાસ્ત્રી. ( „ „ )
૧૫ એક અપૂર્વ ગ્રન્થનું પ્રસિદ્ધિપત્ર. ( „ „ )
૧૬ સાહિત્ય પરિષદ્‌ની તૈયારી ( દલપતરામ બી૦ રાવળ )

# કરૂણાકુમારી

અથવા

# આદર્શ અંગના.

# સંસારી કે સંન્યાસી ?

[ બંકીમ બાબુની "સંસારી" નામે નવલકથાને આધારે લખાએલી નવલકથા. સોનેરી નામનું પુંઠું. કિંમત રૂ. ૧-૮-૦ ]

અધમતાના અબ્ધિમાં ડૂબતો મનુષ્ય પણ સદ્‌ગુરૂરૂપી નૌકાની સહાયથી નીતિ સમુદ્રના કિનારે ઉતરીને ચારિત્ર્યસંપન્ન થઇ શકે છે; એટલું જ નહિ, પરંતુ તે યોગમાર્ગના અભ્યાસી થઇને બ્રહ્મનિષ્ઠ પણ બની શકે છે, એ વિષયની પ્રતીતિ માટે આ નવલકથા અવશ્ય વાંચો. સંપતિ અને ઐશ્વર્યમાં ઉછરવાથી પૂર્વાશ્રમમાં દુરાચારી ગણાતા પરંતુ ઉત્તરાશ્રમમાં સદાચારી અને સંસાર વિરક્ત થએલા હરિપ્રસાદ-નાયકનો ગુરૂઆજ્ઞાભાન્ય કરીને પુનઃ સંસાર-પ્રવેશ, મોહિની જેવી સૌંદર્યમયી યુવાન શિષ્યારૂપી પ્રલોભનના સંસર્ગમાં આત્મબળની કસોટી, મોહીનીનો પોતાને સંન્યાસિની બનાવવા માટે સંન્યાસીને સદાગ્રહ, સંન્યાસીની આનાકાની, સંતપ્ત સંન્યાસિનું હિમાલયની તળેટીમાં નિવાસ કરતા સ્વગુરૂ ચરણે ગમન, યોગમિમાંસા, પતિવ્રતા શારદા-નાયિકાનું સંન્યાસિની મત, સેવિકાધર્મથી સંતુષ્ટ થએલા ગુરૂનો શિષ્યપત્નીને સદુપદેશ, ઇત્યાદિ મનોવેધક, ચિત્તરંજક અને હૃદયસ્પર્શી પ્રસંગોનું આબેહુબ વર્ણન વાંચીને તમે એવા તો દિઙ્‌ થઇ જશો કે આ નવલકથા વાંચવી શરૂ કર્યા પછી હાથમાંથી નીચે મૂકવાનું મન પણ થશે નહિ. આ સિવાય વીર સેનાપતિ રણધીરની વીરતા અને વફાદારી તેમજ સ્વદેશ પ્રેમનું ચિત્ર પણ એવું સચોટ રીતે આલેખવામાં આવ્યું છે, કે દરેક સ્વદેશ પ્રેમીના હૃદયમાં તે વાંચ્યા પછી માતૃભૂમિ પ્રત્યે પ્રેમભાવના જાગ્રત થયા વગર રહે નહિ. ઉંચા ગ્લેઝ કાગળ અને પાકું સોનેરી નામનું સુંદર પુંઠું છે.



# એડીસનનું જીવનચરિત્ર.

વીજળીના દીવા,તાર,ફોનોગ્રાફ,સીનેમેટોગ્રાફ,વગેરે સેંકડો શોધોના શોધક એડીસનનું નામ જગજાહેર છતાં તેના જીવનને લગતી અદ્ભુત વાર્તા ગુજરાતમાં છેકજ અજાણી છે. આ પુસ્તક એ મહાપુરૂશે જાતે તપાસીને પસંદ કરી, તેમાંની બાબતોની સત્યતા માટે પોતે સર્ટીફીકેટ લખી આપ્યું છે. જીવનચરિત્ર છતાં અદ્ભુત નવલકથા જેવુંજ લાગે છે.

આવેંડો પૃષ્ઠ લગભગ ૨૫૦. કિંમત રૂ. ૨-૦-૦

---

**શ્રી પ્રહ્લાદ**—(નાટક.) લખનાર સ્વ. ડૉકટર હરિલાલ હર્ષદરાય ધ્રુવ. કિંમત દસ આના.

**સ્નેહસંગીત**—સચિત્ર. રા. રા. કેશવ હ૦ શેઠ. કિંમત બાર આના. (૧) સ્નેહસંગીત. (૨) સ્નેહનાળ, (૩) સ્નેહતપ અને (૪) પ્રકીર્ણ એ ચાર પ્રકારનાં ત્રેપન કાવ્યો, રૂપેરી નામનું સુંદર પુંઠું. લાયબ્રેરીમાં ખાસ સંગ્રહવા યોગ્ય આ સરસ કાવ્યસંગ્રહ છે.

**પંચાસરનો જયશિખરી**—સચિત્ર. ગુજરાતના ઇતિહાસની નવલકથાનો પહેલો ભાગ કિંમત રૂ. બે. ત્રણ રંગનું એક ચિત્ર તથા બીજાં ચિત્રો સાથે. બીજો ભાગ નવોજ સચિત્ર. કિંમત રૂ. ત્રણ.

---

**બાળકની માવજત અને કેળવણી વિશે માબાપને સૂચના.** કર્તા સ્વર્ગસ્થ પુરૂશોતમ ગાંધી લગભગ પોણીચારસો પૃષ્ઠનો ઉપયોગી ગ્રન્થ કિંમત રૂ. સવા છે. તે હાલના પ્રમાણમાં અત્યંત જુજ છે. " બાળકોને નિરોગી, સબળ તથા સદ્બુદ્ધિવાળાં બનાવવા માટેની સર્વે બાબતો આ પુસ્તકમાં ઘણીજ સરળ ભાષામાં વર્ણવી છે. "

# જીવનસુધારણાના સન્માર્ગ.

(ભાગ ૧-૨. લેખક વિઠ્ઠલદાસ મૂળચંદ શાહ, બી. એ)
જીવનમાં નવીન ઉત્સાહ રેડનાર, નવીન ચૈતન્ય જગવનાર, અપૂર્વ આનંદ અને શાંતિ પ્રેરનાર તેમજ માનસિક શક્તિઓનો અજબ રીતે વિકાસ કરનાર સદ્વિચારોથી ઓતપ્રોત આ પુસ્તક પ્રત્યેક સ્ત્રી-પુરૂષને સ્વપરહિત સાધવામાં અમૂલ્ય મદદગાર થઇ પડે તેવું છે.

આમાં આવેલા વિષયોનો ટુંકો સારઃ—

**ભાગ પહેલામાં**—(૧) લોકપ્રિય થવાની કળા. (૨) આનંદ પ્રાપ્તિના માર્ગો. (૩) જીવનસૌન્દર્ય (૪) સ્વાશ્રયી બનો. (૫) સત્ય-મિત્રતાનું સ્વરૂપ. (૬) માનસિક મિત્રો અને શત્રુઓ. (૭) વાંચન-દ્વારા શિક્ષણ (૮) મહત્વાકાંક્ષા. (૯) આત્મસુધારણા. (૧૦) નિદ્રા દરમિયાન ચારિત્ર્યનું બંધારણ.

**બીજા ભાગમાં**—(૧) આભ્યંતર શાંતિ. (૨) વ્યક્તિગત આકર્ષણ શક્તિ (૩) સમજશક્તિની બક્ષીસ. (૪) મનુષ્યની પ્રભાવ-શાલતા. (૫) ઉતાવળ એ વિનાશનું કારણ છે. (૬) આત્મ-નિર્ભર-તાનું મહત્વ. (૭) ઉદ્યોગપરાયણતા. (૮) બોધક સૂત્રો.

રૉયલ સોળપેજી પૃષ્ઠ ૨૫૦ લગભગ. કિંમત—ભાગ ૧ લો—૧—૦—૦
ભાગ ૨ જો—૦—૬—૦.

---

**પંચરત્ન વા પ્રેમમય જગત્**—આ બોધક કથાના પુસ્તકમાં (૧) નિઃસ્વાર્થ પ્રેમ, (૨) સૌહમિસું (૩) પત્ની-વ્રત, (૪) સ્વર્ગીય પ્રેમ અને (૫) ચંપાકુમારી એ પાંચ નાની પણ સુન્દર વાતો છે. કિંમત બાર આના (ગ્લેજ કાગળ ને પુંઠું કાચું.)

# મેવાડપતન.

**બંગાળાના સુપ્રસિદ્ધ નાટકકાર બાબુ દ્વિજેન્દ્રલાલ રોયના ઐતિહાસિક ઉત્તમ નાટકનું તેવુંજ સુંદર ભાષાંતર.**

**કિં. રૂ. ૦।૦.**

આ નાટક મહારાણા પ્રતાપસિંહના પુત્ર અમરસિંહ તથા જહાંગીરના સમયનું છે. તેમાં પતિપ્રેમ, દેશપ્રેમ ને વિશ્વપ્રેમ એ ત્રણ ઉચ્ચતમ પવિત્ર ભાવનાઓને અત્યંત મનોહર રીતે ખીલવી તાદૃશ્ય કરી બતાવી છે. મેવાડનું પતન થતાં તે જહાંગીરના કબજામાં જાય છે; છતાં હિંદુ મુસલમાનોનું ઐક્ય ઘણુંજ સરસ રીતે સાધવાનો ઉત્તમ માર્ગ કવિએ આમાં દર્શાવ્યો છે.

---

# સુખશાંતિ—વિચારણા.

આ સુપ્રસિદ્ધ અંગ્રેજ ગ્રંથકાર **સર જહોન લબકના** એક પુસ્તકના આધારે પણ ઘણા ફેરફાર સાથે તૈયાર કરેલું છે. આમાં સામાજીક સુખની અભિવૃદ્ધિના નીચેના વિષયોનો વિચાર દાખલા દલીલો તથા આપણા હિંદુ ધર્મનાં શાસ્ત્રીય પ્રમાણો સાથે કરવામાં આવ્યો છેઃ—

પ્ર૦ ૧ લું સુખ. ૨ જું મન. ૩ જું અભિલાષા. ૪ થું સંતોષ. ૫ મું વિપત્તિ. ૬ ઠું ઔદાર્ય. ૭ મું મિત્ર અને શત્રુ. ૮ મું ધન. ૯ મું વિવેકબુદ્ધિ. ૧૦ મું શાન્તિ.

પ્રિન્ટીંગ સુંદર ને બાઇન્ડીંગ પાકું મજબુત ડેમી ૧૬ પેજી પૃષ્ઠ ૩૫૦, ગ્લેઝ કાગળ ઉપર સખત મોંઘવારીમાં છપાવેલ છતાં **કિંમત રૂ. ૧–૮–૦. છે. ઇનામ લાઇબ્રેરી માટે મંજુર છે.**